# જેઠભાઇની જંજાળ!

વીંછણ વાઉ જેવી માતા તથા કસાઇ જેવા
ભાઈના જુલમમાં સબુરી રાખનાર
જવાનની એક બોધક વાર્તા

લેખક. [illegible]

ઠે. "વાર્તા વિભાગ" ફેવરીટ, ક્રાફર્ડ માર્કેટ મુંબઇ.

## વાર્તા વિભાગ પુસ્તક ૮૨ મું. *

**કીંમત.........બે.........આના.**

* ખુલાસો—ગઈ વાર્તામાં ૮૧ ને બદલે ભૂલથી નંબર ૮૨ છપાયું હતું.

# જોરૂભાઇની જંજાળ!

વીછણ વાઉ જેવી માતા તથા કસાઇ જેવા ભાઇના
જુલમમાં સબુરી રાખનાર જવાનની
એક બોધક વાર્તા.

લખનાર:—*B. L. M.* (જમશેદપુર)
"વાર્તા વિભાગ," ઠે. ક્રાફરડ મારકેટ અંદર; મુંબઇ.

---

## પ્રકરણ—૧ લું.

અરે શું માયજી તમેબી, એકનો એક પીંજણપાટલો લઇ બેઠાંછ? આપણો આગલો ઓરડો ભાડે આપવાનું તમુંને કામજ શું છે? હું તો જરાકબી થઇને તેની ખાસ અગત જોતી નથી.

"પણ દીકરી, આપરૂં ઘેરબી ચાલવું જોઇયે કેની? આપુંને આય એક ઓરડાના પચીસ રૂપ્યા ઉપજે તે આપણાં ગરીબ ઘેરમાં જાણે એક હાથીનો પગ થઇ જાય."

"અરે હારે માંયજી, તે તો વાત ખરી. પણ કોઇ કેવો નીકલી આવે ને વળી કોઇ કેવો નીકલે! આપુંને ભાડું બરોબર આપ્યો જાય કે વળી નહીબી આપે, તેની ખટરાટ વળી કોણ કરવાનું છે? કોઇ મુવો લુચ્ચો લફંગો નીકળી આવ્યો તો તેનું શું કરશો? આજકાલ મુંબઇ શહેરનું વાતાવરણ કેવું છે તે તો તહમે જાણોછ."

"કાંય વારૂં, લુચ્ચોજ કાંય નીકલી આવે? કાંય નહી કોઈ આબરૂદાર ને સારો માણુસ નીકલી આવે? એ તો તારી તકરાર સદંતર બેહુદી છે. તું તો આગલો પાછલો કાંઇજ વીચાર કરતી નથી રતી, ઘેર ચલાવતાં મને કેટલી મુશકેલી પડેછ તેની તુંને ખબરબી છે? મુંવું બધું ટકોટક આવી રહેછ, ને પછી હાથ સોસારા કરવા પડેછ."

"પણ માયજી એવની, આવતે મહીને મ્હારો પગાર વધશે. મ્હારા ઉપરી ગુલબાંનું શરોફે પોતાનું રાજીનામું આપ્યુંછ અને તેવણુના જગ્યા માહરે માટે મુકરર થઈ ચુકીછ, એટલે ઘર ચલાવવાની તમુને ઘણીજ સવલતા થઈ પરશે. તહમે સમજ્યાંની માયજી?"

"અરે પણ રતી દીકરા, તાહરો પગાર વધી વધીને મુવો કેટલો વધશે? તુને હમણાં પોણું સો તો મળેછ, તે હવે ઘણું ઘણું તો નેવુંનો થશે, એજ કેની!"

"હા, તમારૂં કહેવું બરોબર છે. તે શું નેવું રૂપ્યામાં આપરૂં ઘેર નહી ચાલશે માયજી?"

"દીકરા, તું તો જાણે હુજતજ થઈ બેઠીછ. એ તો જે ઘેર ચલાવે તેનેજ માલમ પરે જો તુને શું છે માય? તું તો આખ્ખો દીવસ ઓફી-સમાં જઈને પંખા તળે બેસેછ, ને હું બધી હેજગારી કરતાં કરતાં મરવા પરૂંછ. જો રતી, આય વાંચ ગઈ કાલનાં પેપરમાં આય કોઈની જાહેર ખબર આવીછ, કોઈ છડા ગ્રુહસ્થને મોકળોહેતો ઓરડો જોઈએછ, હુંતો બા આજે એની ઉપર જવાબ લખવાની છેંઉ. જો આય જાહેરખબર તું વાંચી જો." અને તે માતાએ પેપરમાં છપાયલી જાહેર ખબર ઉપર પોતાની દીકરીનું ધ્યાન ખેંચ્યું તે નીચે પ્રમાણે હતી.

જોઇએ છે—એક છડા અને આબરૂદાર પારસીને એક મોકળાહેતો ઓરડો, નળ, મોરી, ઇ૦ લાઇટ ફેન સાથનો હવા તથા ઉજાસવાળો અને મોકળાહેતો એનટ્રન્સ આ પત્રની કેરમાં વાગતે લખો.

'જેમ તમારી મરજી માંયજી. હું તમુંને નારાજ કરવા માંગતી નથી." તે દીકરીએ જણાવ્યું.

"માહરી ઘણીજ ડાહી દીકરી. ત્યારે હું આજે તેનો જવાબ લખી મોકલશ, હં?"

તેહેમીનાં ચોકશી બીચારાં એક વીધવા બાઇ હતાં અને હાલમાં પોતાંની એક પુરી દીકરી રતી સાથ મરીનલાઇન્સ ક્રોસ લેનમાં રહેતાં હતાં. રૂસ્તમજી ચોકશી રતીનાં બાવા મી. ખંબાતા નામનાં કોલસાનાં એક

વેપારીની પેઢીમાં કાંમ કરતા હતા. થોડાંક વરસોની વાત ઉપર તેવણને ટ્રાંમની ઉપરથી ઉતરતાં એક અકસમાંત નડયો હતો અને પાછળથી વળી તે પ્રાણઘાતક નીવડયો હતો. ત્યાર બાદ આ માં–દીકરી જેમ તેમ પોતાંનું ગુજરાંણ ચલાવી રહ્યાં હતાં.

રતી ચોકશી, બોમ્બે ઇલેકટ્રીક સપલાઇ અને ટ્રામવે કુમ્પનીમાં એક ટાઇપીસ્તનું કાંમ કરતી હતી અને હાલમાં પોણોસોનો દરમાયો મેળવતી થઇ હતી. તેટલાંમાંજ આ માં અને દીકરી પોતાનાં ગુજરાંનનું ટટ્ટુ જેમ તેમ ચલાવતાં હતાં. તે લોકનાં ઘરની આવકનો લગભગ ત્રીજો હીસ્સો તો ફક્ત ઘરનાં ભાડાંમાંજ ધસડાઇ જતો હતો અને તેથી તેહમીનાંને ઘર ચલાવવું બહુજ મુશકેલ થઇ પડયું હતું, અને એટલાં માંટેજ તેવણે પોતાનાં રહેવાનાં મકાનમાંથી એક ઓરડો ફાજલ પાડી અને પેટા–ભાડુત તરીકે કોઇને લાવી રાખવાની ગણત્રી કરતાં હતાં, પહેલાં તો રતી દીકરીને પોતાનાં માંયજીનો આ વીચાર પસંદ પડયો નહી, પણ તેવણને નારાજ નહી કરવાની મતલબથીજ પાછળથી કંઇક નાંમરજી સાથ હા જણાવી હતી.

રતી ચોકશી એક ખરેજ રોણકદાર છોકરી હતી. તેણી એકવડયા બાંધાની પાટલી અને સાધારણ ઉંચાઇ કરતાં એરણી ઉંચા હાડની હતી. તેણીનો દેખાવ ઘણોજ દમાંમદાર અને ટટાણુખાર હતો. તેણીનાં સુંદર બાલનો મોહટો ભરાવ તેણીના ખુબસુરત બદનમાં જાણે ઓરબી વધારોજ કરતો હતો, અને ટુંકમાં નરનું પણ મન હરી લે તેવી તેણી એક દીલકશ અને સુંદરતાનો નાદર નમુનોજ હતી. તે પત્રની ફેરમાં લખેલા જવાબ મુજબ આજે સવારનાં એક કોઇ ઘણોજ તંદરોસ્ત બાંધાનો જવાંન, તેહમીનાં ચોકશીને પુછતો અને તેવણને શોધતો આવી લાગ્યો. તે દેખાઇતોજ કોઇ સાદા માંદા પહેરવેશ સાથનો અને જોતાંની સાથ કોઇને પણ ગમી જાય તેવો હતો. તે હજી તો લગભગ બાવીસ ત્રેવીસ વરસની વયનો એક ગભરૂ જવાંન હતો, અને આટલી નાની વય છતાં તેનો બાંધો ઘણો સોહામણો, ખડતલ અને મર્દાનગીભર્યો નજરે આવતો હતો.

"માંયજી, તમારા ઘરમાં એક ઓરડો ભાડે આપવાનો છેની વારૂ ?" તે કોઇ નવા આવનારે ઘણીજ નરમાંસથી તેહમીનાંને સવાલ કર્યો

"જી હા બાવા. આવોનીજી. હું તમુંને તે બતાંઉ." અને એટલું કહેતાં તે જવાનને તેહમીનાં તે ખાલી ઓરડા તરફ તેડી લઇ ગયાં. "જોવ

છુ આય ઓરડો છે. આય એનો એલાએદો એનટ્રન્સ, અને નળ, મોરી, ઇલેકટ્રીક લાઇટ અને ફેન સાથ બધો કંમ્પલીટ છેજી.”

“હાજી માંયજી, એ મહને ઘણોજ પસંદ છે. પણ એનું ભાડું શું છે માંયજી?”

“જી પચીસ રૂપ્યા.”

“ઓ, કાંઈ ઘણાં તો નહીજ કહેવાય. ત્યારે હું આવતી કાલથીજ માહરો સરસામાંન લઇ આંઉં તો તમુંને કાંઈ વાંધો તો નથી માંયજી? માહારો સાંમન કાંઇ ઘણો નથી જો.”

“અરે હારે મરી જાંઉં, જેમ તમારી મરજી. કાલથીજ આવજોની મઇ, તેટલાં હું બધું સાફસુફ કરાવીને તૈયાર રાખશજી.”

“હાજી, તમારી મોટી મેહરબાંની, પણ માંયજી માહરા ખાધા પીધાનો બંદોબસ્ત બી હું તમારેજ ત્યાં કરવા માંગું છ. મહીને દહારે હું તમુંને માહારા ખાધાનાં પચાસ રૂપ્યા જુદા આપશ માંયજી. તહમે જે રાંધો તેજ મહને મળશે તો બસ છેજી. કાંઈ ખાસ કરીને મારે વાસ્તે જુદુંજ રાંધવાની કશીજ તકલીફ લેશો નહી; હું કાંઇ રોજની મરઘી, મલીદા, ગોશ, મચ્છી, કસ્તર, પુડીંગ એવું એવું કાંઈજ માંગતો નથી. તહમે સમજ્યાની માંયજી? અને આય ઓરડાનાં ભારાંનાં અને માહારા ખાધાનાં છ મહીનાંનાં આશરે પૈસા હું હમણાંજ આંગપર આપી દેવા માંગું છ.” અને આટલું કહેતાંની સાથેજ પેલા કોઈ નવા આવનાર પેટા-ભાડુતે પોતાનાં દગલાનાં અંદરનાં ગજવામાંથી એક મોટી જેવી પર્સ ખેંચી કાઢી અને નોટોનાં ચૉરામાંથી ચર ચર ચર કરતા પાંચસો રૂપ્યા-તેહમીનાં ચોકશી કાંઇ હજી તો બોલે કે તેને રોકે તેની અગાઉ તો-તેવણુનાં હાથમાં બોહસા બોહોસી કરીને પકડાવી બી દીધા.

“અરે પણ તે મરી જાંઉ, એટલી બધી તે શું નાહસા નાહસ પરી ગઇ? અસ્તો—”

“બસ માંયજી, હવે કાંઇ બોલતાંજ નાં.” તેવણુને આગળ બોલતાં અટકાવી દીધાં, અને પેલાએ પોતેજ પાછું આગળ ચલાવ્યું. “ત્યારે માંયજી, હું કાલે માંહરો સાંમાંન સુમન લઈ આવશ, ને મારાં માંણુસો આવશે ને જેમ તમુંને ઠીક લાગે તેમ આપરે ગોઠવાવી દઇશુંજી. મારું ભાણું ભોજણુ લેવા તો માહારો પોતાંનોજ માંણુસ આવશે ને તેથી તમુંને તેની બી ખટરાગ પરશે નહી. હું આય બારણાંને તાળું મારશ જેની

એક આથી તમારી પાસ રેહશે ને બીજી હું માહારી પાસે રાખશ. બસ, બધું બરાબર છેની માંયજી ? હવે તમુંને કાંઈ પુછવું હોય તે બેલાશક પુછજોજી. માહરા ખાધાના પચાસ રૂપીઆ બસ થશેનીજી ? જો વધારે લેવાની તમારી મરજી હોય તો બેલાશક બોલી દેજોજી. તમુંને માહરા સમછે."

"અરે નહીરે મરી જાઉં હું તમારી પાસે હવે વધારે નથી માંગતીજી. હમે તમારે બસ ખોદાનું નામ લઇને સુખેથી કાલે પધારજો બાવા."

"ત્યારે હું જાઉંછ, માંયજી સાહેબજી અં ?" અને પેલો કોઈ નવો આવનાર ભાડુત તેવણુને ઘણાંજ અહેશાનનું નમીને ત્યાંથી છુટો પડયો.



## પ્રકરણ—૨ જું.

તેહેમીનાં ચોકસી બે ઘડી અજાયબીમાં ખરેજ ગરકાવ થઈ ગયાં. તેવણુ એટલાં તો વીસરભો બની ગયાં કે પેલા કોઈ જવાનનું નામ નીશાંણુ વટીક પુછતાં સદંતર ભુલી ગયાં. પચીસ રૂપીઆ ભાડું અને ખાધાનાં પચાસ જુદા ? અને તેબી વળી છ મહીનાના બોહોળા કરીને આગ પરજ ચુકવી દઈ ગયો ? ને તેમાંબી સાડા ચારશો થાય તેમાં ૫૦ વધારે ? આ જવાન કોણુ હશે, કે આટલી બધી પોતાની ભલાઇ બતાવતો આવ્યો ? ત્યારે આવતી કાલે આ કોઇ નવો ભાડુત પોતાનો સરસામાન લઇને પાછો આવે ત્યારે તેની કનેથી તેને લગતી વધુજ બાતમીઓ મેળવી લેવાને તેહમીનાએ પાકો કશદ કર્યો.

પોતાની દીકરી રતી આગળ તેહમીનાંએ જ્યારે તમામ કેફીઅત કહી સંભળાવી ત્યારે બે ઘડી તે સુંદરી પણુ ઉંડા વમાસણુમાં ઉતરી ગઇ.

"જો જો માંયજી, સંભાળજો અં ? જરા નોટો તો જોઈ તપાસી લેવો. ખોટી બનાવતી નોટો તો નથી કે ?" રતીએ ફીકરમંદ થતાં પુછ્યું.

'અરે જા જા, એવાં ઘેલાં નાં કાહાર. માણુસના મોંહનાં પરથીજ તુરત દેખાઈ આવે. આયતો દેખીતોજ કોઇ વાતચીતમાં એટલો નમનતાઇ અને નરમાંસવાલો છે કે માહારી તો ખાત્રીજ થઇ ચુકી." તેહેમીનાંએ ખાત્રીપુરવક થઇ જણાંવ્યું. ત્યારે હવે રતી વધુ બોલીજ શું શકે ? તેણી ચુપ રહી.

બીજે દીવસે એક મોટી લારી ભરીને પેલા કોઈ નવો આદ્મત પોતા તમામ અસબાબ લઈ આવ્યો. વળી આ અસબાબ સાથે દેવ દેવ જેવા અને જાડા હબરડીંગ દેખાવનાં છ સાત પથાણો પેલી લારીમાં ગોઠવાઇને બેઠા હતા, અને તેઓનીજ મદદથી સર્વે સાંમાંન ઉપર લાવવામાં આવ્યો હતો. ફરનીચરમાં તો કાંઈ ઘણુંજ જુજ જેવુંજ દીસતું હતું. એક પલંગ, એક નાની લાકડાંની કબાટ, એક નાની ટેબલ, સ્ટીલની બે મોહટી ત્રન્ક, પાણીનું એક માંટલું, અને મોઢું જોવાની એક આરસી, વીગેરે આટલુંજ ફરનીચરમાં સમાઈ જતું હતું. વળી દરેક ચીજો નવીન વસાવી હોય તેમજ લાગતું હતું.

"લેવો માંયજી, હું માહારો સાંમાંન લાયોછ. આયજ માહરાં માંણસો પાસે તમારી મરજીમાં આવે તેમ ગોઠવાવશો તો હું ઘણોજ ખુશી થવશ." પેલા નવા આવનારે જણાંવ્યું. અને તેહમીનાંએ ફકત એક કલાકની અંદર તો પેલા પથાણોજ પાસે બધું વગેસગે કરાવી પણ નાંખ્યું. આ જબર-દસ્ત દેવોને જોઇનેજ તેહેમીનાં અન્તરમાંતો જબરાં તડબાઈ ગયાં હતાં. તેવણે પોતાંને માટે તો એટલી ફીકર ધારતી રાખી નહી પણ રતી જો આ વાત જાંણશે તો જરૂરજ વગી નવેસરથી રણખો લઈ બેસસે.

"બાવા, આય બધાં માંણસો તમારાં છે કે?" તેહમીનાંએ કંઇક શંકાથી પુછ્યું.

"હા માંયજી. આય પથાણો બધા મારાજ છે."

"તે ત્હમે કામ શું કરોછ બા?"

"જી, મ્હારૂં કામ ગોદીઓમાં છેજી. ષ્ટીમરો જેવી મુંબાઈનાં બારાંમાં આવે કે તેની ઉપર કોલસો, ખાધ ખોરાકી, કપડાં લત્તાં, કેહોની કે જેનોબી ઓરડર મળે તે દરેક ચીજો તુરતજ પુરી પાડી દેવાનું. અને કોઇ કોઈ વખત તો છ—સાત ષ્ટીમરો તો સામટીજ આવીને ઉભી રહી જાય, ત્યારે તો માંયજી બે ત્રણ દીવસો વેર ગોદીઓમાંજ રોકાઇ રહેવું પડે, અને ખાવાનીબી જાણે ફુરસદ નહી મલે. સમજ્યાંની માંયજી?"

"જી હા સમજી બાવા, તમારા કોઇ માય—બાવા બાઇ બ્હેન કોઈ છે કે?" તેહમીનાએ પુછ્યું. પહેલાં તો તેવણે આ કોઇ નવા આવનારને સોનેરી ટોળીનો એકાદ કોચીનનો સાહુકારજ માની લીધો હતો. પણ જ્યારે

આ જવાનને ગોદામાં કામ કરતો જાણ્યો ત્યારેજ તેવણનાં જીવને કાંઈક નીરાંત વળી અને સંતોષ પામેલાં દેખાયાં.

"અરે હરે માંયજી, માહરાં માય છે, બાવા છે, બાઈભી છે." તે જવાને જણાવ્યું.

"ત્યારે છતાં માય, બાવા, અને ભાઇયો જુદું પડવાનું કાંઇ તમુંને કારણ બાવા ?' તેહમીનાંએ શંકાશીલ થઇ પુછ્યું.

"અરે બોલોજ ના માંય, બોલોજ ના, માંય તો એવાં હેટનાં કટકા છે કે નહીંજ બોલ્યાનાં નવગુણ, જો કે હું તો તેવણને મ્હારી એક દીકરા તરીકેની ફરજ સમજીને દર મહીને બસો રૂપ્યા નીયમીત આપતોજ જાઉંછ માંય, કારણ આખર કરે પણ મ્હારાં માયજ લાગે. પણ મ્હારા નસીબમાં માહરાં માય સાથે મને બીલકુલ લેહેણુ નથી."

"પણ મરેરે એમ કાંય ? તમારાં માંય તમારી સાથે એમ કાંય કરતાં હોશે. તેનું કાંઈ કારણ ?"

"માંયજી, કારણ તો હું પોતેબી સમજતો નથી. આપુને લહેણુંજ નહી. બીજું શું ?" તે જવાને સહેજ ઉદાસ થઇનેજ જણાવ્યું.

"અરે પણ ખરા જો—મકુંજો તમારૂં નામ શું બાવા ? મરેરે તે તો પુછતાંજ હું ભુલી જાઉંછ."

"જી મ્હારૂં નામ કેકી એશબરનર માંયજી, હું તમુંને કહેતાં વીસરી ગયો. આય મ્હારા ઓરડામાં રોજ સવારે અને સાંજે તમારેજ હાથે લોબાણ ધુપ કરશો તો હું તમારો ઘણોજ મોટો ઉપકાર માનશ. આય એક ત્રન્કમાં સુખડ લોબાણ અને અફરગાન્યું તૈયાર છે માંયજી. આય એક ચાવી તહમે રાખજો માંયજી ને બીજી મ્હારી પાસે તૈયાર છે. ચાલોજી, હવે હું રજા લેઊંછજી. તમુંને કાંઈ વધુ પુછવું તો નથીની ?"

"નહી બાવા મરી જાઊં, સીવારો તમુંને કાંઇભી કહેવા પુછવાની અગત પડે તો બેલાશક મહને જણાવજોજી."

"હાજી માંયજી મોહટી મહેરબાની." અને તે સાહેબ સલામ કરી ત્યાંથી વીદાય થયો.

## પ્રકરણ—૩ જું.

હવે આ કેકી એશબરનર કોણ છે તેની જરા તપાસ લઇશું. એદલજી એશબરનર—કેકીનાં બાવા, અગાઉની કરીમભાઇ મીલોમાંની એકમાં મેનેજર હતા. તેવણનાં શેઠયાઓનો આ પારસી મેનેજરપર એટલો તો ચાહ અને વિશ્વાસ હતો કે મીલને લગતા તમામ કારોબારમાં આ એદલજી એશબરનર જે કરે તે ખરૂં. તે વખતે તેવણનો પંદરસોનો પગાર હતો અને પોતાનાં કુટુંબ કબીલા સાથ સુખનાંજ દીવસો પસાર કરતા હતા. સ્વભાવે અત્યંત ગરીબ ઘણાંજ નમનતાઇવાંલા પોતાનાં કામમાં બહુજ બાહોશ અને પ્રમાણીક હતા. એકદમ નાની પાયરીઓ ઉપરથી વધી વધીને છેક મેનેજરનાં માનવંત ઓદ્ધા ઉપર આવ્યા તેની અગાઉ તેવણે ઘણીજ લીલી સુકી જોઇ લીધી હતી. પ્રમાણીકપણું કરકસર કરવી, માણસોને રાજીજ રાજી રાખી તે લોકો પાસ કાંમ લેવું એ આ એદલજીની ખાસ ખુબીઓ હતી. અને જે વખતે આ માલીકોની મીલો ધમધુકાર ચાલતી હતી અને સારો નફો કરતી હતી ત્યારે તેવણનાં માબાળુ અને મેહરબાંન શેઠયાઓ તેવણને અવારનવાર સ્પેશીઅલ બોનસો આપીને નવાજતા હતા. પણ ત્યાર બાદ મીલોના થોભલાંઓ જયારે બંધ થઇ ગયાં ત્યારે તેવણ લાઇલાજ થઇ જઈ હાલમાં તો ઘરમાંજ બેઠા હતા.

સુનાંબાઇ એશબરનર—કેકીનાં માતાજી, અગાઉ જયારે ઘરમાં ખોબે ખોબે સારી આવક આવતી હતી ત્યાંવેર તો સૌ ઠીકાઠીક હતાં. પણ જ્યારે ખરચી ખુંટી ગઇ અને એદલજીબા જયારથી હાથ જોડીને ઘરમાં બેઠા બેકાર થઇ બેઠા ત્યારથી આ સુનાંબાઇ પોતાનાં ખરાંજ રૂપમાં પ્રગટી નીકલ્યાં હતાં. ઘરમાં રોજનાં ફેસ્તા ફજેતીથી બીચારા એદલજી હેરાંન હેરાંન અને પરેશાંન થવા લાગ્યા, અને બીચારાને જાણે દાંતમાંજ ખાસડું લેવું પડયું હતું. આ બાઇ પૈસાની એટલી તો લાલચુ, લોભી અને નીચ ખવાશની હતી કે જ્યારથી ઘરમાં આવતી કમાણી બંધ થઈ ગઇ ત્યારથીજ બીચારા પોતાનાં આય ગરીબ અને અસરાફ ધણીને જરાક થઇને જંપીને બેસવા દેતી નહી, પણ કાંઇબી કરીને કેઠેથીબી રૂપ્યા પૈસા પેદા કરવા તેવણ બીચારાને રોજની કાયર કાયર કરતી.

આ એદલજી એશબરનર ને બે મોટા દીકરાઓ હતા—એક કાવસ અને બીજો કેકી—આ બન્ને જોડયા ભાઇઓ હતા, અને હાલમાં તેઓની

ઉમર બાવીસ વરસની હતી. કેકી કરતાં કાવસ ફ્કટ એકજ કલાક નાનો હતો. આ બન્ને જોડયા ભાઇઓ દેખાવમાં ઘણુંજ સોહામણું, કદાવર બાંધાના, અને તનદુરસ્ત હતા.

આ બન્ને ભાઇઓની એકજ ઉંચાઇ, એકજ પોહળાઇ, એકજ મોઢાંનો કલ્લો, બન્નેની ચાલવાની ઢબ પણ એકજ સરખી અને સર્વે સર્વે બીજી લઢણો એકજ હતી. તેઓ એક બીજાને એટલા તો આબેહુબ મળતા આવતા હતા કે ઘરમાં તેઓના મા–બાપ અને બીજા ઓળખીતાઓ વટીક અનેકવાર ભુલથાપ ખાઈ જતાં હતાં. પણ તેઓમાં એકજ બાબદમાં ફરક હતો, તે શું? કાવસ અવ્વલ નંબરનો કાવત્રાંબાજ, લુચ્ચો, જુઠો, નેકી નીતીનો મહા દુષ્ટ, કપટી, લેનાં ઉસકા દેના નહી તેવો અને બીજા દરેક વ્યસનોથી ભરપુર ઉધર્યો હતો, જ્યારે કેકી તેનાથી સદનતરજ ઉલટા ખવાશનો હતો. તે સ્વભાવે ઘણોજ અસીલ, નેકી નીતીનો બીલકુલ સાફ, પરહેઝગાર, મા–બાપનો તાબેદાર અને તેઓ ઉપર પોતાનો જીવ પ્રાણ કાઢી આપનારો હતો. પોતાના બાપ સાથ આ કેકીને ઘણુંજ બનતું હતું પણ પોતાની માંય સાથ તો સદનતરજ કુતરાં બીલાડાનું જાણે વેર હતું.

પેલો લુચ્ચો અને લબાડ કાવસ પોતાની માય આગળ સીપલો સાપલો થઇ તરેહવાર ઢોંગ ધતુરા કરી કાંઇને કાંઇ મસે તેવણ કનેથી ચાલુ રૂપ્યા પૈસા ઓકાવ્યોજ જતો હતો, અને કહેવાને ઘણુંજ અજાયબ જેવું છે કે આ સુનાબાઈ તેનીજ ઉપરથી બધી જાણે મરી ફીટતી હતી, ઘરમાં સારૂં સારૂં રંધાય તો આય કમજાત માતા પેહલ્લે કાવસને પુછતી અને પછી તેનું વધ્યું સધ્યું બીચારા કેકા ને ફાળે આવતું. અને બીચારા અસરાફ એદલજીબાને તો કોઇ ઝાંખીને જોતું વટીક નહી, તેવણ તો જાણે કીસ ગણત્રીમાંજ નહી હતા. અને તેવું થતું તો આ ભલા જવાન કેકીનો જીવ બધો જળી બળી જતો હતો, અને ત્યારે ઘરાણીની દુકાનમાંથી પોતાના ગાંઠના ગોપીચંદ કરીને પોતાના આ ગરીબ બાપની ખરાંજ જીગરે સેવા કરતો હતો. તેનો જો કે પોતાની મા ઉપર ઘણોજ જીવ હતો, પણ આ બેકદર અને ખવીશ ખસલતની વીછણ વાઉ ઓરત તે બીચારાની બીલકુલ કદર કરતી નહી. તેના ગજવામાં અનેકવાર બારો બાર રૂપ્યા પૈસા રહેતા હતા અને તે સુનાંબાઇને સારી રવેશે રોશણ હતું, અને ત્યારે આ લાલચુ અને નીચ ખવાશની બાઈ બીચારાનાં ખીસામાંથી પાઇએ પાઈ સમેટી લેતી હતી. અને કેકી જો કે તે જાણતો છતાં સામો

ખુશીજ થઈ ખામુશ રહેતો. 'બાપ નહી હે તો કોણ હે ? બાપ જેવો મીઠો મેવો આ દુન્યામાં આજે કયો છે ?" તે સામું એમ વમાસી થઈ પોતાનું મન બીચારો મોટું કરતો હતો. પોતાના માંયની આવી નાલાયક ચાલને માટે તે બીચારો પોતાના મનમાં ને મનમાં બહુજ મુંઝાતો હતો પણ તેનો ચારો કશોજ હતો નહી. કોઈ દીવસ કદાચ તે પોતાની માવતર સાથ વાત કરવા જતો તો સાફ તેને 'મુંવા' 'ધયો" 'દોજખમાં ગીયા' કહી સંભળાવી તેને દુરનો દુરજ આ કમબખ્ત માતા રાખતી હતી. એથી એક બેહણાનીજ વાત નહી તો બીજું શું ?

પેલો કાવત્રાંખોરો કાવસ તરેહવાર જાતનું ઉભાર ઉછીકું અને છેખું ચતુ કરી આવતો અને તે તો તેનાં બાપ કેકીનુંજ આ કારસતાન છે એમ કહી સાફ પોતાને સીરેથી ટોપલો દુર કરી નાખતો. અને ઘણું અજાએબ જેવું તો એ છે કે તેના માંય સુનાંબાઈ તુરતજ તેનીજ તરફે ણમાં એકમત થઈ જઈ મનાઇ જતી. અને વળી વધતી અજાએબી ભર્યું તો એ છે કે બીચારો કેકીજ હરએક વેળાએ મુગે મોંઢે તેનું લેહણું ભરપાઈ કર્યો જતો હતો. "આખર કરે પણ માહરો મા જણ્યો ભાઈ કેની ?" અને એમ પોતાના મનમાં વમાસી થઈ પોતાનું મન મોટું કરતો.

કાવસે જ્યારે બી. એ. વેરનો અભ્યાસ કર્યો હતો ત્યારે બીચારા કેકીનું ઇંગ્રેજીનું ગ્નાન તો બાજુ રહ્યું પણ પુરેપુરા ગુજરાતી લખવા વાંચવાનાબી વાખા હતા. આમાં પણ કશુર જો જોઇશું તો તેની હલકટ

---

અને અભણુ માંસ સુનાંભાઇનોજ હતો. તેવણુને મનસે તો નાનપણુથીજ આ ગરીબ છોકરો અકારો તો હતોજ અને ત્યારે જે વખતે એદલજી એશબરનર મીલમાં મેનેજર હતા તેજ અરસામાં દેકીની આય એકદર માંયે તેવણ સાથ હુજત કરીને તેને મીલમાં ફીટરનું કામ શીખવા ઉપર હડસેલી કાઢયો હતો. તે વખતે દેકીની ઉમર ઘણું ઘણું તો પંદર કે સત્તરની હતી, પણ પોતે ખડતળ અને મેહનતુ હોવે પોતાનું કામ ઉલતના માર્યો એ બહુજ જલદી ઉંચકી લઈ પાવરડો થઇ ગયો હતો.



## પ્રકરણ—૪ થું.

હવે જે વખતે કરીમભાઇવાલાઓને ત્યાં એદલજી એશબરનર, મેનેજરનો ઓદ્દો ભોગવતા હતા તે વખતે તૈયબજી નામે એક વહોરો કાંઇ ને કાંઇ નાના મોટા કોનટ્રેકટના કામ સારૂં તેવણુ આગળ જ્યારે ત્યારે આવતો હતો, અને મીલને લગતો તમામ સર સામાન જેવા કે ચામડાના પટા, તેલ, ચરબી વીગેરે વીગેરે પુરૂં પાડતો હતો. વળી આ ભલા એદલજીએ આજ વહોરાભાઇની ભરભલામણુ બીજીઓ આજુબાજુની મીલોમાં કરી હતી ત્યાંથી પણુ આ તૈયબજીને મોટા મોટા કોનટ્રેકટો ત્યાંથી મલતાં રહેતાં હતાં અને દર મહીને આ પ્રમાણે તે ઘણીજ સારી આમદાની પેદા કરતો હતો.

અને કંઇક વરસો તુલીક આવાં કોનટ્રેકટમાંજ આ વહોરા ગૃહસ્થે હજારો રૂપયા ગાંઠે બાંધ્યાં હતા. પણ જ્યારે મીલોની પડતી આવી ત્યારે આ તૈયબજીએ પોતાની ચાલાક નજર હવે કોઇ બીજી તરફ દોડાવા માંડી અને તે માટેની સલાહ લેવા અવારનવાર એદલજી આગળ આવતો જતો થયો હતો.

આ તૈયબજીએ પોતાનાં મનસે પાકો વીચાર કર્યો હતો કે કાંઇથી કરીને ચાંમડની એક ફેકટરી કાઢવી અને એક ભાગ્યા તરીકે આ એદલજીને સાથે સામીલ કરવા. થોડીક આનાકાંની બાદ એદલજી અંતે મનાયા અને માટુંગા તરફ શરૂઆતમાં તો ઘણુંજ નાના પાયા ઉપર તેઓએ 'ખોદાન્યા લેધર વર્કસ'ના નામથી ચાંમડાંની એક ફેકટરી ચાલુ કરી. અવ્વલમાં તો આ બન્ને ભાગ્યાઓને કોઇ મોટી મુંડી રોકવી પડી હતી નહી, પણુ ફેકટ

પાંચ હજાર રૂપ્યા રોકી દઈ પોતાનું કામ શરૂ કર્યું હતું. આ તેઓના લેધર વર્કસમાં ચામડાંના હરએક કીસમના નાના મોટા બેગ્સો, સુટ કેસો, મુસાફરીને લગતા કમીન બેગ્સો વીગેરે વીગેરે બનાવવામાં આવતું હતું. એદલજીએ પોતાના બન્ને દીકરાઓ—કેકી અને કાવસને પણ ત્યાંજ દર બાડી દીધા હતા.

શરૂઆતમાં તો આ 'બોટાન્યા લેધર વર્કસ' ઘણુંજ પંકાઇ ગયું અને વળી સારી આંમદાની આપતું થયું. મેહેનતુ અને ખડતલ કેકી બીચારો આખો વખત ત્યાં ખુબ રગડાઇ જતો પણ તેનો પેલો રમતા—પંચી જેવો ભાઇ કાવસ, નવા નવા ઓરડરો મેળવવાને મસે બન્ને ભાગ્યાઓ-નેજ પૈસે જ્યાં ગમે ત્યાં રખડતો અને મોજીયાં મારતો રહેતો હતો. દુકાનનાં કેશમાંથી કાંઇને કાંઈ બહાણે તે નાની મોટી રકમો પણ ઉપાડતો ગયો હતો. શરૂઆતમાં તો આ ઘોંટાળો કોઇને કાંઈ માલમ પડયો નહી પણ પાછળથી હીસાબ મેળવતાં તેયબજીને પોતાની ભારે અચરતી વચ્ચે માલુમ પડી આવ્યું કે સીલકમાં તો હજારો રૂપ્યાનો ઘોંટાળો નીકલતો હતો. ભલા તેયબજીને આ કમીનાં કાવસ ઉપર તો પહેલ્લે ઘરથીજ મોટો શક હતો અને ત્યારે પોતાનાં ભાગ્યા એદલજીની શરમ કરીને ગળે ગાંઠ અને દુચો કરી દઇ બીચારો ચુપજ રહી ગયો, અને ત્યારે પરીણામ એ આવ્યું કે આ ભારી ખોટને લીધે આ બન્ને ભાગ્યાઓને પોતાનાં 'બોટાન્યા લેધર વર્કસ' ને તાળાં મારવા પડયાં. અને એકવાર ફરીથી બીચારા એદલજી એશાબરનર પોતાની કબાટ અને લાલચુ હાથની ધરતીથી બાપડા ટુંપાઇ પીખાઈ જવા અને હાડમાર થવા લાગ્યા, અને ખરો ઘરો ને નાહની વહુ પર આવીને પડો તેમ વગર ફોકટનો અશરાફ બીચારો કેકી રાતને દીવસ પોતાનો કમજાત માંયની ગાળ બેલ ખાતો ખાતો વચમાં મરવા પડયો.

"પણ માંયજી, તમે બધામાં મનેજ બદનામ કરયા કરશો કે તમારા દીકરા કાવસને પણ કાંઇ શીખામણના બે સખુનો કહી સંભળાવશો?" અને આ પ્રમાણે કેકી કરગરીને પોતાની વાહીયાત માતાને ઘણું ઘણુંથી સમજાવતો હતો પણ બધું પથ્થર પર પાણી પડયા જેવુંજ પરીણામ આવતું હતું.

"તું મરે મુવા ઢોર, ખબરદાર માહરા આ દીકરાનું નામ લીધુંછ તો, તારી જબાન ધરીને બહાર ખેંચી કાહારશ. તારૂં કાળું કર મારી સામેથી

સુવા કારે મોકલેના કુત્રા." અને તેની માતા સુનાબાઇ તરફથી આમ નેક ચલણુ છોકરાને હર હમેશાંજ એવો સરોપાવ મલતો રહેતો હતો.

ખરેખર, આજે ભલાઇની દુન્યાજ નથી એક અમરાફ પ્રમાણીક અને દરેક રીતે ભલમણુસાઇવાળો પુરૂષ દરેક દીસાએથી બીચારો થોકરેજ મરાય છે, હંમેશાં સાચું બોલેલું પણ તેનું વણાઇ શકાતું નથી, અને સદા જુઠા લુચ્ચામાંજ તે ખપી જાય છે. નથી કોઇબી કીસમે તે બીચારાનું પ્રમાણીકપણું કારગત લાગતું કે નથી તેની નીમકહલાલીની કદર થતી, આવા આવા વખાણને પાત્ર પુરૂષોને કોઇ ઝાંખીને જોતું વટીક નથી, એટલુંજ નહી પણ બીચારો હર એક બાજુએથી હીણાયલો તજાવલો અને સદા તીરસકારનીજ નજરથી જોવાય છે, આજે તો દગાબાઝ, ખુશામતના ખોરયાંઓ, ચુગલખોરો અને જુઠી સાચી ધાંધલ ધરપચ કરનારાઓ ફાવી જાય છે અને હર એક કામમાં તેઓનીજ ફતેહ થાય છે, ડગલે ને પગલે આવા જુદી જુદી કીસમના પુરૂષો તો તમે ઘણાંબી જોયા અને જાણ્યા તો હશેજ, તેવોજ એક ઉલટા સુલટી ખવાશ ધરાવનારો દાખલો આબાદ આ બે સગા ભાઇઓનોજ લેખી શકાય.



## પ્રકરણ—૫ મું.

તેહમીના ચોકસીના ઘરમાં પેટા—ભાડુત તરીકે આવી વસવાટ કરવ ને કેકી એશબરનર ને એક આખો માસ ઝપાટામાં પસાર થઈ ગયો. તે કંઈ વખતે આવતો ને કંઇ વખતે જતો તે કદી કોઇને માલમ પડતું નહી. ન તો તેને આ કેકીને કોઇબી ચીજની ફરયાદ કરવી પડી કે ન તો કોઇબી ચીજ મોંઢે ચઢીને તેને માંગી. કોઇ કદાચજ તેહેમીનાં સાથ તેનો અચાનક મેળાપ થઈ જતો હતો.

"કેમ બા, સારી કાની તો છેઓની ? કાંઇ જોઇતું કરતું મને બેલાશક કહેજો મરૂં. જમવા ખાવાનું તો ઠીક આવેછની બાવા ?" એવીજ એક અડછતી મુલાકાત વેળાએ તેહમીનાંએ કેકીનો ચોખો ચાંપી જોયો.

"અરે નહીરે માંયજી, મ્હને ફરયાદ કરવા જેવું તો કશુંજ નથીજી. તમારે ત્યાંનું જમવાનું તો મને મ્હારા પોતાના ઘર કરતાંબી સરસ અને

નસીબમાંત મળતું રહેછ. શું કરૂં માંયજી. મ્હારાથી બોલાય તો નહીંજ પણ મ્હારા માંયજી તો મહને ને બીચારા મ્હારા બાવાજીને ભુખેજ ઠોકરાવતાં હતાં. કેટલીકવાર તો હું ધનાણીનાં હોટેલોમાં જઇને બુકબાયક ખાઈ જમી આવતો હતો અને મ્હારા બાવાજીને માટે પણ કાંઇ સુકકું પાકકું બાંધી લાવીને તેવણને મ્હારા માંય નહી જાણે તેમ ખવારી દેતો'તો. અરે માંયજી જેટલો જુલમ માહરાં માંયજીએ મ્હારી ઉપર કીધોછ તેવો તો કેઇ દુશમનનીબી કરવાની હીંમત ચાલે નહી. હવે જવા દેવો માંયજી એ વાતને વધારે બોલતાં અને તેની પાછી યાદ કરતાં માહારૂં દીલ કચવાયછ ને મોટું દુઃખ થાયછ" કેકીએ ઘણોજ બલાપો કરતાં જણાવ્યુ.

"પણ ત્યારે બીચારા તમારા બાવાજીને તમારી ગેરહાજરીમાં ઘણુંજ ભારી પડતું હોશે?"

"નહી માંયજી, તેવણુનોબી મેં ઘટનો બંદોબસ્ત કરીજ રાખ્યોછ. મહીને દીવસે હું એવણુને ચોકશ રૂપ્યા જુદા આપુંછ, અને વળી અવાર નવાર મહને ગોદીમાં મલવા આવેછ ત્યારેબી એવણુને જોઇતું કરતું હોય તે પુરૂં પાડુંછ."

"ખરેખરીજ દલગીરીની વાત છે" તેહેમીનાંએ અટવટ કરતાં જણાવ્યું.

'હા માંયજી, તમારૂં કહેવું બરોબર છે. પણ હવે કરેં કેમ? માહરાં નસીબમાંજ મહને માહરાં માંયનું સુખ નહી જોવાનું હોશે. જોવની માંયજી, તમે એક બીચારાં પારકા થઇને કેટલી મારી ઉપર મેહરબાની બતાવોછ? તમે બીચારા મેહનત લઇને મારો ઓરડો સાફસુફ રખાવોછ ને ચોક ચાંદન કરાવોછ તે મહને કેટલું પસંદ પરેછ માંયજી, આજે કોણ એમ કરે?" અને તેને સચ્ચાઇના જોશથીજ જણાવ્યું. અને તેહમીના આ કાઇ ભોળા બટાકનો જવાબ સાંભળી ઘણાજ સંતોષ પામેલા દેખાયાં. પોતાના મા—બાપને માટે આ ભલા જવાનને દુઃખી થતા જોઇ તેહમીનાએ દુર અંદેશી વાપરી તેને વધું સવાલો પુછવાનું હાલ તુરત તો મોકુફ રાખ્યું.

વળી વચમાં બીજા બે માસ કાંઇબી જાણવા જોગ બનાવ બન્યા વગરજ પસાર થઇ ગયા. ત્યાર બાદ આપણા પારસીઓના આદર યઝદના પરબની એક દીવસ આગમજ તેહેમીના ચોકસી આ જવાન કેકીવાલો ઓરડો સાફસુફ કરાવી લેવાની ખટરાટમાં રોકાઇ ગયા. અને જ્યારે ત્યાંનો તમામ અસબાબ તેની અસલ જગ્યા ઊપર પાછો ગોઠવતા હતાં તે વખતે એક સ્ટીલ ટ્રંકનું ઢાંકણું તેવણુને થોડું અળગુંજ બંધ થયલું માલમ

પડી આવ્યું, અને ત્યારે તેને પાછું તેની અસલી જગ્યાએ બેસાડવા માટે સેહજ ઉઘાડવાની જરૂર તેહેમીનાને માલમ પડી અને તેમ કરતા તેવણુની અજાયબીનો જાણે પાર રહયો નહી તે ટ્રંકની છેક અંદર ડોકાવર્તા થોડાંક હીસાબ કેતાબનાં કાગળયાં અહીં તહીં માલમ પડી આવ્યાં, જ્યારે તેની નીચે તો ચલણી નોટોના ઢગલા અને રોકડ રૂપ્યા પૈસા એલાર પેલાર વેર વીખર થઇ પડેલા સાફ દેખાઈ આવ્યા. હીસાબ—કીટાબવાલાં બધાં કાગજો ગોઠવી ગાહવી એક તરફ તેને તેજ ટ્રંકમાં ઠર પાડયાં અને નોટોના ઢગલા અને રોકડ રૂપ્યા—પૈસાનો એક કપડામાં જમેલો કરી દઇ બાંધી લીધા અને પોતાના ઓરડામાં લઇ જઇ કબાટમાં સંભાળથી સાચવી રાખ્યા. નીરાંત મલતાં તેહમીનાંએ આ સઘનો અવેજ ગણી જોયો તો લગભગ બે હજાર ને બસો રૂપ્યાનો અડસટ્ટો થયલો જણાયો.

વળી વચમાં થોડાક દીવસો પસાર થયા બાદ એક વખતે વળી પાછી તેહમીના સાથ આ જવાનની મુલાકાત થઇ ગઇ.

"કેમ બા, સારી કાની તો છેવની ?" તેવણે પુછયું.

"અરે હારે માયજી, તમારી નેક દુઆથી હું તદનજ સારી કાની છેઉં."

"વારૂં બા તમારૂં કાંઇ ખોવાયુંછ તમારો સામાન બધો ઠીકઠાક છે ? તમે સારી રીતે તપાસ્યો ?" તેહમીનાંએ મોઢામમાંથ પુછયું.

"અરે નહીરે માયજી, માહારો સામાન સુમન તો બધો બરોબર છે. ખોવયું તો કાંતજ નથી."

'અરે શું તમેબી દીકરા, તમે કેટલા બેદરકાર ને વીસરલો છેઓ, તો જોવની આય તમારી ટ્રંક મેં ઉઘાડીજ પરેલી જોઇ અને તેની અંદર તમારા બધા રૂપ્યા પૈસા એમના એમ વેર વીખર પરેલા હિતા, આટલા બધા તહમે નબરવસ છેઓ ? કંઇ હીસાબબી રાખોછ કે બા ? આય તમારી ટ્રંકમાં કેટલા રૂપ્યા હોશે વારૂં ? કાંઈ અડસટોબી છે કે ?' તેહેમીનાએ ઘણીજ ઇંતેજારીથી જાણવા માંગ્યું.

"અરે માયજી, માહારી જાણે બલા, હું કાંઇ તેનો હીસાબ કેતાબ રાખતોજ નથી. સારૂં થયું કે એ રૂપ્યા તમારી પાસેજ રાખ્યાછ ! તો મને તો પહેલ્લે હીસાબની કનવારજ નથી માંય. મ્હારા બીલને લગતા જેબી રૂપ્યા મને મલેછ તે હું તો બા એમનાં એમ ગજવામાં મુકી દેઉંછ." તે ભોલ્લા ડોલ્લા જેવાએ સમજાવ્યું.

"અરે દીકરા, એ તમારી ઘણીજ મોટી ભુલ છે. તમે બીચારા રગરીને મહેનત કરો ને તમે તમારી કમાણીનોજ હીસાબ કીતાબ નહી રાખો એમ કેમ બને બા?" તેહમીનાએ વાજબીજ કહી સંભળાવ્યું "જો એવુંજ છે તો બેન્કમાંજ કેમ નથી મુકી આવતા?"

"અરે માયજી એ વળી ખટરાટ કોણ કરે? તમારૂં કહેવું જો કે વાજબી છે, હું કબુલ કરૂંછ ત્યારે તો માંયજી એક કામ કરશો? તમારી મોટી મહેરબાની થશે." કેકીએ કાલાવાલા કરતાં જણાવ્યું.

"હા હા, મોટી ખુશીથી બોશોની બા."

"આય માહરી કબાટમાંબી બીજા વધું રૂપ્યા છે. તે કેટલા છે તે તો મ્હને પોતાનેબી યાદ નથી, એબી તમારોજ પાસે ઉંચા કરશો તો ઘણીજ મોટી મહેરબાની થશે." અને એટલું કહતાં કેકીએ પોતાની કબાટ ખોલી અને તેહમીનાએ તેની અંદર સો, પચાસ, અને દસ દસની ચલણી નોટોના ચૅારાને ચૅારાજ જોઇ લીધા, અને તેવણ જાણે ફાટીજ ગયાં.

"ઓ તમે હરવાઈ જાઓરે કેકી, તમે તો કામ ઘણાજ બેદરકાર માણુસ છેઓ. જો રૂપ્યા પૈસા એમ તે કાંઇ મુકવાનાં હોય વારૂં? તમારી અક્કલ કાંહાં બરી ગઈ?" તેહમીનાએ વાજબીજ ઠપકો આપતાં તેને જણાવ્યું. "લાવો જોઉં, બધું એમનું એમ મને કહાડી આપો. એ રકમ કેટલી છે તે તમુંને કાંઇ ખબરબી છે કે?"

'નહીજી, મને કાંઈજ ખબર નથી, મેં તો કોઇ દીવસે ગણીબી નથી જોયા. કાલજી લાગે તો ગણુંની માયજી?' અને આટલું જણાવતાં કેકીએ પોતાની કબાટમાંથી અહીં તહીં વેરવીખર પડેલી ચલણી નોટોના ઢગલા કાઢી તેહમીનાને સપુરદ કરી દીધા.

"ત્યારે તો લેઓ માંયજી, આયબી લઇ લેવો,' અને એટલું કહેતાં તેને વળી પોતાના ડગલાના ગજવામાંથી પણ પોતાની મસ મોટી પાકીટ એંચી કાઢીને તેની અંદરથી બીજા સો સોના પાંચ ટુકડાઓ કાઢી આપ્યા. "લેઓ માંયજી ત્યારે તો આનેબી સાચવીને રાખજો, હું તમુને ઘણીજ તકલીફ આપુંછ જો માંયજી માફ કરજો આં! હવે હું રજા લેઉંછ માય, આપરે કોઇ દહારો નીરાંતે બેસીને બધી વાત કરશું. આવતે અઠવાડયે ફકત એક કે બેજ ઇસ્તીમરો આવવાની છે અને ત્યારે બે ચાર દીવસ મને જરા ફુરસદબી મલશે,' અને હાલ તુરત તો આટલુંજ સમજાવી તેને ત્યાંથી રૂખસદ લઈ લીધી.

## પ્રકરણ—૬ ઠું.

"પણ માંયજી એ મુવોછ કોણ? કાંઈ સમજ પડે? અલબત હમણાં તો તમુંને તે કોઈ સારોજ માણસ માલમ પડેછ પણ પછીથી સંભાળજો આં? જોજો બકરૂં કાહડતાં ઊંટ નહી પેસી જાય. પછીજ ત્હમે મ્હારા બોલને યાદ કરશો!" જ્યારે તેહમીનાંએ પોતાની દીકરી રતી આગળ આય ડેકી એશબરનર સાથ થયલી વાતચીતનો સાર કહી સંભળાવ્યો ત્યારે શંકાશીલ થઈ ચુકેલી રતીએ હજુબી તુરીક જાણે પોતાની માયને હુશ્યારીમાંજ રહેવાનું કહી સંભળાવ્યું.

"અરે જા જા, તું તો કોઇ મેટ મુંવેલી છે. બીચારો આટલો ગરીબ અને નમનતાઇવાલો છે કે તું એકજ વખત તને નજરે જોય અને વાતચીત કરે તો તારી ખાત્રી થાય."

"અરે નહીરે માંયજી, માફ કરો." રતીએ છછણી પડતાં જણાવ્યું. "માફ કરો. મ્હને તેને નજરે જોવાનુંબી કામ નથી અને તેની સાથે વાતચીત કરવાની પણ કશીજ દરકાર નથી." રતીએ સાફ છેડો છોડવી આપતાં જણાવ્યું.

"અરે દીકરી મ્હારી, પરવરદીગારે કાંઇ પાંચે આંગળાં સરખાં બનાવ્યાં નથી. કાંઈ બધાજ માણસો ખરાબ આવતા નથી, તેમ વળી બધાજ કાંઈ સારાબી નથી હોતા સમજી? જાણ્યા જોયા વગર કોઇને માટે ખરાબ મત બાંધી દેવું એ ઇનસાનનો તરીકોજ નહી કહેવાય. અરે જોજે દીકરા, એક વખત વળી એવોબી આવશે કે આપુનેજ એ છોકરાનું કોઈબી રીતનું કામ પડી આવશે. મેં એવા ઘણા દાખલાઓ જોયલા છે. તું તો હજુ નાદાન છે દીકરી. તેં હજુન સુધી દુન્યા જોઈ નથી. જોજે રતી, એક વખત એવો આવશે કે તુંજ મ્હારા બોલને યાદ કરશે?" તેહમીનાએ પોતાની દીકરીને વાજબીજ રીતે શીખામણનું કહી સંભળાવ્યું.

"પણ માંયજી, એવણનાં પેલા રૂપ્યા પૈસાનું શું કીધું?" રતીએ હવે નાંખતી કરતાં પુછ્યું. તે શ્યાણી છોકરીએ જોઇ લીધું કે પોતાની માતા સાથ એ બાબદસરની વધું તકરાર કરવામાં કશીજ શ્યાણપત નહતી.

"ખરેખર મરે હું તો તુંને પુંછતાંબી ભુલી જાઉંછ. એવણનાં બધા મલીને કેટલા રૂપ્યા થયા વારૂં?"

"માંયજી બધા મલીને બારે હજાર ને સાતસો રૂપીઆનું તોટલ થવા જાયછ." રતીએ જણાવ્યું.

"ઓ બાપરે માહરા! ત્યારે આ છોકરાની કમાંણી શું હોવી જોઇયે ? કાંઇ નહી, હમણાં તો નહી પણ આવતે અઠવાડયે એવણને બે–ત્રણ દીવસની ફુરસદ મલનાર છે ત્યારે એવણ સાથ જરા વાત કરી જોવશ. એવણ પોતેજ બીચારા વાત કરવાને ઘણાં ઇંતેજાર છે પણ કમફુરસદને લીધે બીચારાથી તેમ થઇ શકતું નથી."

અતરે એક બીનાં ખાસ કરીને ધ્યાનમાં રાખવાની છે. તે એ કે, આ કેકી એશ્રાશરનરે તેહેમીનાની આ દીકરી રતીને કોઇ દીવસ પણ જોઇ હતી નહી. કહોની કે તેને તેણીને જોવાની કશી દરકાર પણ નહી હતી. વળી તેજ મીશાલ આ રતી ચૉકસીએ પણ કોઇ દીવસ પોતાનાં આ એકમાર્ગી બાહુત કેકીને જોયો હતો નહી, એટલુંજ નહી પણ તે જવાંન વીશે પોતાની માતને કોઇ દીવસે જુસ્સાદારએ પુછ્યું વટીક હતું નહી.

"બીચારો કોઇ ઘણોજ ભોળોભાળો ને સાદોમાદો છે. કાંઇ જાણું શીખેલો ભણેલોબી લાગતો નથી જો. અને તે છતાં જોની, રૂપીઆ પૈસાની બધી રેલછેલ છે. કહેછ કે ગોદીમાં કોન્ટ્રેક્ટનું કામ કરેછ, ને કાંઇ કોઇ દીવસે તો કહેછ કે બીચારાને ખાવાનીબી ફુરસદ મલતી નથી. માંય સાથે બીચારાને બીલકુલ બનતું નથી. પણ બાપ પર બીચો જીવપ્રાણ કાહરી આપેછ. ગમે તે છે પણ માંયને મહીને મહીને બસો રૂપીઆ નીયમીત પુગાડતોજ જાય છ. કોણ જાણે આ એ લોકની શું ગોલા લડાઇ છે તે એતો બધું પુછ્યા વગર કાંઇ માલમ નહી પડશે." તેહમીનાંએ જણાવ્યું.

'પણ માંયજી હું એમ પુછું કે એવણની કબાટમાંથી અને પેટીમાંથી કેટલા રૂપીઆ મલી આવ્યા તે શું એવણને ખબરજ નથી ?' રતીએ શકમંદ થતાં પુછ્યું.

"નહી, એ વીશે એવણને કશીજ માહીતી નથી, તે તો હું એવણનાં બોલવા પરથીજ પારખી શકુંછ. પોતાનાં પૈસા–ટકાની બાબદસર તો એ છોકરો કાંઇ ઘણોજ નભરવસ અને બેદરકાર છે." તેહેમીનાંએ જણાવ્યું અને અતરેજ આ માં–દીકરીની વાત અટકી ગઇ.



## પ્રકરણ—૭ મું.

હવે કેકી તેહમીનાનો પેટા બકુત રહ્યો તે પહેલાંની—આ વાર્તાની અગાઉની—એક અગત્યની બીના તરફ વાંચકનું ધ્યાન ખેંચીશું.

'બોટાન્યા લેધર વર્કસ' નાં બારણાંને તાળાં મારવાં પડયાં તે આપણે આગલાં પ્રકરણમાં વાંચી આવ્યા. આ ફેકટરીને તાળાં પડયા બાદ એક બહુજ બુરો અને કમનસીબ બનાંવ બનવા પાંમ્યો હતો. કેકી એશાબરનરનો પેટે જોડયો ભાઇ કાવસ, નાપાક અને ઉઠાઉગીર તો હતોજ અને પોતાનાં અનેક પાપોનો ટોપલો પોતાની કમઅકલી અને બેવકુફમાંયનાં ઉતેજનનો લાભ લઇ બીચારા ગરીબ કેકી ઉપરજ ઢોળવી નાંખતો હતો. આવાં આવાં કારસ્તાંન તો આ નીચ દુકતાએ અનેકવાર કર્યાં હતાં અને વળી ઘણું વીચીત્ર તો એ છે કે આય કમજાત અને મુર્ખ ઓરત—તેની માંય, આવા એક નાલાયક અને બદમાંશને જાણી જોઇને હલકું ઉતેજન આપતી હતી. આપણે વંચી આવ્યાં તેમ દેખાવમાં આ બન્ને જોડયા ભાઇઓ કાવસ અને કેકી એટલા તો એક બીજાને આબેહુબ મલતા આવતા હતા કે અનેકવાર માંગનારાઓ આ બીચારા કેકી ઉપરજ ભુલથાપ ખાઇ જઇ ઉલટી પડતા હતા. અને કહેવાને ઘણુંજ અજાયબ જેવુંજ છે કે આ ભોળો અને અશરાફ છોકરો કશી રીતની પણ ત્રણપાચ કર્યા વગર મુંગે મોંઢે પોતાના ખીસામાંથી અવારનવાર નાની મોહટી રકમો કાઢી તેઓને ભરપાઇ કરી આપતો હતો. "એઓ મારો મા–જણ્યો ભાઇજ કેની ? એ આપે તો શું ને હું આપું તે શું ?" આમજ પોતાના ભોળા અને નીખાલેશ મનને મનાવી મોટું મન કરતો હતો, અને પરીણામમાં થતું એમ કે આ નાતરસ અને બેશરમ તેનો ભાઇ કાવસ તેનો અણુબટતો લાભ અનેકવાર આસાનીથીજ લઇ લેતો હતો.

અનેકવાર આ હેવાન્યત ખસલતનો તેનો ભાઇ કાવસ, હાથ ઓળતો પોતાના મા–જણ્યા ભાઇ પાસે જતો અને ઘણીક વાર નાની–મોટી રકમો માટે માંગણી કરતો, ત્યારે આ નેકચલણ અને સાફ દીલનો તેનો ભાઇ કેકી, તેને ખુશીની સાથ અને કોઇબી રીતની આનાકાંની વગર ઝટ ને પટ નાની યાતો મોટી રકમો કાઢી આપતો હતો, કોઇ કોઇવાર તો આ ચંડાલ કાવસ જુઠુંજ બહાણું લડાવતો. "આપરા માયને બસો રૂપ્યાની ઘણીજ અગત છે." કહી તે બીચારા પાસ નીચવી લાવતો.

આપણે જાણી આવ્યા છીયે કે આ કમીનો કાવસ નીતિનો ઘણોજ બદચલણુ અને નીચ દયાનતનો હતો, અને અનેકવાર પોતાની આ દૉલાના ઘોડા જેવી ચાલને લીધે ઝાડુ વટીક ખાઇ આવ્યો હતો. પોતાની બદચાલને લીધે તેને કયકાંઇ જવાન છોકરીઓને જાણે પાયમાલ કરી નાંખી હતી. અને ઘણીક વેળા તે કોર્ટ તરફથી દંડાઇ વટીક આવ્યો હતો. પણ, આ બધાનું મુળ એબલો કેકીજ છે એમ તે પોતાની કમઅકલી અને સેહતાન્યત ખસલતની માતાને સમજાવતો અને આ કમબુદ્ધિની ઓરત જો કે પોતે તો બધું ખરેખરં સમજતી અને જાણતી છતાં આ કાવસ તરફ ઢાંક પીછોડોજ કરતી આવતી હતી.

એક દીવસે ટ્રામમાં આ કમીના કાવસે એક બીચારી કોસેજની નાજુ શેઠનાં નામની જવાન છોકરીની નીચ સતામણી અને ખરાબ ચેણુ ચાળા કર્યા. આ હીંમતવાન છોકરીએ તેથી ચુપ નહી રહેતાં ભર ટ્રામમાં બધાઓની હાજરી વચ્ચેજ આ કાવસની ફજેતી ફેરતા કરીને તેને તમાચે તમાચે ત્યાંનો ત્યાંજ જુહરી કહાડયો. ટ્રામ ગાડીમાં બધી હોહા અને ગરબડ સરબડ થઇ ગઇ. પણ કોઇ નશીબ સંજોગે તે ત્યાંથી કોઇ તરકીબથી નાહસી છુટી ઘરમાં આવી ભરાઇ બેઠો. પણ પેલી હીંમતવાન છોકરી જેની નીચ સતામણી થઇ હતી તેણી કાંઇ ચુપ બેઠી નહી. વળતે દીવસે તેણીએ કોઇ રીતથી શોધખોળ કરી આ નાપાકનું ઘર ઢુંડી મરાવ્યું. પણ આ નાતરસ બદમાસ ત્યાં ઉભોજ શાનો રહે ? તેને તો પોતાની કમીની અને પાપી હૈયાંની માયને અસતમ પસતમ સમજાવી ઢેડનું ગડું બીચારા નિર્દોષ કેકીને દોષીત તરીકે આગળ કરી દઇ, પોતે પુનાં તરફ ચોબારાં માપી ગયો.

બીચારા અસરાફ અને બેગુનાહ કેકીએ પેલી કોઇ છોકરી નાજુ શેઠનાંને ઘણી ઘણીબી સમજાવી પણ તે અને તેણીના વાલીઓ એકનાં બે થયા નહી. અને વળી અધુરામાં પુરૂં આ છોકરીએ પણ આબાદ આ કેકીનેજ દોશીત તરીકે ઓળખાવ્યો !! તેણે બીચારીને શું ખબર કે અહીંઆ તો જોડયા ભાઇનો ઘોંટાળો થતો હતો ? વળી ભીસાનો ભાઇ મુંસો થઇ નીકલી પડી પેલી હેવાનયત ખશલતની તેની માંયેજ આગળ રહીને તે બીચારા ગાય ગોસપંદ જેવાને ખુશીથી ધરાવા પકડાવા દીધો.

કોર્ટમાં તપાસ નીકળતાં મેજીસ્ટ્રેટે કેકીને ત્રણ માસની જેલની શીક્ષા

ફરમાવી. અને પોતાના મા-જણ્યા જોડયા ભાઇની મોહકાંણને લીધે જેલ-ખાનાંની સજાની હીનસપતીમાં સપડાઇ મુંગે મોંહડે શરણ થયો. જો કે તેને પાછળથી પોતાનાજ ભાઇની આ પાપી અને બદચાલ વીશે માહીતી તો થઇ—પણ તોબી તેની હોરમત બચાવવાને ખાતર મુંગે મોંહડે પોતે જેલની સજા વેહવા તૈયાર થયો. બલકે કહો કે પોતાના એકના એક ભાઇને ખાતર જાણી બુજીને પોતાનો જાતી ભોગ આપ્યો. આ બનાવ આ વાર્તાની શરૂઆતની અગાઉ બન્યો હતો.



## પ્રકરણ—૮ મું.

ત્રણ માસની સજા પુરી થતાંજ કેકી એશબરનર જેવો ત્યાંથી છુટી નીકલ્યો કે સીદ્ધો પોતાના મા-બાપનાં ઘરે નહી જતાં કોઇ નવી નોકરીની તલાશ માટે અહીં તહીં ભુખો ને તરસો ખુબ રખડયો, પણ બીચારાનો કશોજ હાગ લાગ્યો નહી. તે બીચારો એક અભણ અને બગર શીખેલા ભણેલાને નોકરી કોણ આપે? પોતાની જુલમગાર માંયની બદચાલથી અને પોતાના સીતમગર ભાઇની સીતમગુજારીથી તે હવે ઘરાઇ ભરાઇ ગયો હતો.

હવેજ તેની સુદ્ધો ઠેકાંણે આવી હતી, અને ત્યારે હવે વધુંવાર આ નેહેસ્ત દોઝખખાનાં જેવા ઘરમાં જવાનાં તેને સાવ અખાડાજ કર્યા. વાંચનાર કદાચ પુછશે કે આ કેકીનાં બાવા એદલજી એશબરનરે આ સંબંધી કશાંજ પગલાં ભર્યાં નહી? તો તેનાં જવાબમાં એટલુંજ કહેવું બસ થશે કે ખુદ તેવણ બીચારાની હાલત હાલમાં સુડી વચ્ચે સોપારી જેવીજ હતી. દુન્યા-દારીથી એક સદનતગજ રદબાતલ અને એક નાલાયક ઓરત સાંમે ઘરમાં તેવણનું કશુંજ ચલણ હતું નહી તેવણ બીચારા ફક્ત રડી તતરીનેજ અને ખુદા પર સબર માંની લઇ ખાંમોશ રહ્યા હતા, તેવણ બીચારા વધું તે શું કરી શકે?

ત્યારે, એજ મીશાલ રખડતો રઝળતો, વળી થાક અને ભુખથી બેઝાર બેઝાર થતો ગરીબ બીચારો કેકી, વીકટોર્યા ડોકસ આગળ એતેફાક આવી લાગ્યો, અને એક ઇરાનીની દુકાનમાં અગર જો પોતાને કોઇ નોકરી ચાકરી મળી જાય તેની પરપુંછ કરતો તે થોભ્યો. એક રસ્તે રખડતા જરથોસ્તીને જોઇ તે કોઇ ભલા ઇરાનીને દયા આવી અને પોતાની દુકાનમાં

તેને વાસણ—કચરો સાફ કરવા અને બીજાં ઉપર ટપકેનાં કામ ઉપર ફક્ત ખાવા બદલ નાથુને રાખી લીધો.

કાંઈ નહી તો તેણી બીચારાએ હાલતુરત ગણીમત કરી લીધું. પણ પાછળથી પેલા ફેર્ગ્ભલા ધરાનીએ તેનું પ્રમાણીકપણું અને નમનતાઈ જોઈ પાંચ રૂપીઆ ઉપરથી આપવા માંડયા હતા. એક દીવસ એમજ તે ધરાનીની દુકાનમાં ઉભો રહી પોતાનાં દુઃખને રડતો હતો તેવાંમાં એક કોઈ ગરીબ ફકીર જેવો દેખાતો પુરૂષ ત્યાં આવી ચડયો, તેને ચાહનું એક કપ અને થોડીક રોટી માંગી, અને જેમ બીજા ઘરાકો આ ધરાનીને ત્યાં આવીને ખાઈ પી જતાં હતાં તેમ તેને બી કર્યું. પણ જ્યારે પૈસા ચુકવવાની વાત આવી ત્યારે પેલા કોઈ ગરીબે ફકીરનાં કાંને લાગી ને કહયું. "બેટા, માહારી પાસ તો એક ફુટી બદામ પણ નથી, માટે મહને માફ નહી કરે? અને અગર જો તાહારી મરજીજ હોય તો હું કઠે ને કેઠેથીબી ભીખ માંગીને પણ તાહરાં બે આના તુને આપી જઈશ."

“ઓ, તેની કાંઇજ હરકત નહી. નહી આપશો તોબી ચાલશે. તમે બે ફીકર તમારે રસ્તે ચાલ્યા જાઓ. હું મારા ગીરેથી તમારા બે આનાના પૈસા ભરી દઇશ.” કેકીએ પેલા કાંઇ ગરીબની દયા ખાતાં જણાવ્યું.

“જીવતો રહે બેટા, અલ્લાતાલા તુંને ઘણુંજ સુખ બખ્શશે. તેં મારા જેવા એક ભુખ્યાને આજે જમાડયો છે તેજ મીશાલ અલ્લાપાક તુંને ઘણીજ જ્યાદા રોઝી—બરકત આપશે. જો, આ સામે દેખાતા દબીર તરફ કાલે સવારનાં જરૂર જજે, તુંને મોટો લાભ થશે—અને આય લે.” પેલા કાંઇ મુફલીસ જેવાએ પોતાની જેબમાંથી એક કાંઇ જુનનો પુરાણો સીકો કાઢી આપતાં જણાવ્યું. “આય લે, ને એને તારા જીવની માફક સાચવજે ને એનાથી કદી પણ જુદો પડતો મા. ખુદા તારાૂં ભલું કરશે બેટા.” અને ડાચું વકાસી ઉભેલો કેકી કાંઇથી વધુ આગળ બોલે તેની અગાઉ તો પેલા કાંઇ ભીખારી જેવા દેખાતા પુરૂષે ત્યાંથી સડસડાત ચાલવા પણ માંડયું.

પોતાના ઇરાની માલીક આગળ કેકીએ જ્યારે ઉપલી વાતચીતનો અહેવાલ ટુંકમાં કહી સંભળાવ્યો ત્યારે તે અતી ઘણો રમુજ પામ્યો. “અરે બીરાદર, થારા બાપનાં શું ગીયા, શું સવારનાં એક છક્કર તે તરફ મારી આવજેનો ?” ઇરાનીએ જણાવ્યું.

અને ત્યારે બીજે દીવસે ખુદાનું નામ લઇ કેકી એપોલો બંદર બાજી પોતનું મન મનાવી લેવાના ઇરાદાથી ત્યાંની ગોદી આગળ જઇ લાગ્યો, અસ્તો થોડેકજ દુર જઇ લાગ્યો હશે તેવામાંજ કેકીએ સામેથી સ્ટીમરનાં ઓફીસરો જેવા દેખાતા ત્રણ ગોરાઓને પોતા તરફ આવતા દીઠા. “હીઆં તાજી ફ્રુટ્સ કયાં મળશે ?” કેકીની લગોલગ આવી લાગતાં એકે ઇંગ્રેજી-માંજ પુછયું પણ તે અભણ જેવો બીચારો પેલા ઓફીસરનું બોલેલું કાંઇ સમજી શકયો નહી પણ સારે નસીબે તે ઓફીસરો સાથ એક ગોવાનીઝ હતો તેને બીચારા કેકીને સમજાવ્યું.

“હા, હા, કાંય નહી ? તમારો હુકમ હોય તો તમુંને જેટલી જોઇયે તેટલી ફ્રુટ લાવી આપું” કેકીએ પેલા ગોવાનીઝને સમજાવ્યું અને પેલા ઓફીસરો કેકીનાં બોલવાની મતલબ સમજી ગયા.

“ત્યારે આય લે મારો કાર્ડ અને સામે જે સ્ટીમર ઉભેલી દેખાય છે ત્યાં હમુંને પોંહાચતી કર, પણ ફ્રુટસો ઘણીજ રીચ હોવી જોઇશે, તારૂં

જે બી કાંઇ બીલ થશે તે હમે ચુકવી આપશું, તારાથી જેટલી બને તેટલી અને જાતજાતની અને ખાસ કરીને ઘણુંજ ફરસાસુ નંગો. જોઇશે "ગુડ મોરનીંગ" અને એટલું કહેતાં પેલા ઓફીસરો તો પીઠ ફેરવી હઇ પાછા પોતાની સ્ટીમર તરફજ ચાલી ગયા.

"જો જો શેઠ, આ ફ્રુટસ હમુંને સાંજ સુધીમાં મલી જવી જોઇશે, કારણ હમારી સ્ટીમર આવતી કાલે સહવારે તો મુંબાઇનાં બારાંમાંથી ઉપડી પણ જશે." જતાં જતાં પેલા કોઈ ગોવાનીઝે કેકીને સમજાવ્યું.

"તમારે જરાક પણ યપ્રને ફીકર કરવી નહી" કેકીએ ખુશાલીથી છક થઈ જતાં પેલાને જણાંવ્યું.

તે તુરતજ પોતાનાં ધરાંની માલેક આગળ દોડી પોહોચ્યો અને સર્વે બીનાઓથી તેને માહીતગાર કર્યો ધરાની બચ્ચાને કાંઈ પુછવું પડે ? તુરતજ મારતી તેકસીએ ક્રાફર્ડ મારકેટમાં બન્ને પોહોચી વળ્યા, અને ધરાનીએ પોતાનાં ઓળખાણવાલાઓજ પાસથી પસંદ નહી પડે પાછી આપવાની કબુલાત કરી જાત જાતની અને મનપસંદ મોટા નંગો જમા કરી કેકીનીજ સાથે રવાના કરી દીવાં. બીહતાં બીહતાં તેઓએ ફક્ત બસોજ રૂપ્યાની ખરીદી કીધી હતી, પણ ધરાણી બચ્ચો જેનું નામ તને તો ચારસો રૂપયનું બીલ ઠોકી માર્યું હતું.

પોતાને મળેલા કાર્ડ મુજબ કેકી ડોક તરફ પુગી ગયો અને સ્ટીમર ઉપરના ઓફીસરને મળ્યો. આંખે ઉડી વળગે તેવી જાત જાતની ફ્રુટસો જોઈ આ યુરોપીઅન બચ્ચો બહુજ ખુશ ખુશ થઈ ગયો અને કેકીએ તેનું બીલ સપુરદ કરતાં ત્યાંને ત્યાંજ તેના રૂપ્યા ચુકતે કરી દેવામાં આવ્યા.

"સાહેબ, મને તમારી ભલામણની ચીઠ્ઠી મળશે તો હું તમારો ઘણોજ મોટો ઉપકાર માનીશ, કે જેથી બીજી સ્ટીમરો સાથ પણ હું માહારો સંબંધ ચાલુ રાખી શકોશ." કેકીએ કાલાવાલા કરતાં માંગી લીધું. અને ત્યારે તુરતજ તે સ્ટીમરનાં છાપેલાં નામવાલા કાગજ ઉપર તે ડોસ ભલા ઓફીસરે એક સારી જેવી સરટીફીકેટ લખી આપી. અને ત્યારે ઘણી ઘણી નમીને સલાંમ કરતાં તે ત્યાંથી છુટો પડયો.

ખુશાલીથી તર થતાં જીગરે તુરતજ કેકી પોતાના ધરાંની માલીક આગળ દોડી આવ્યો અને ચારસો રૂપ્યાની રકમ તેને એમની એમ સપુરદ કરી દીધી. આ શેહેરીયાર ધરાંની આ ગરીબ છોકરાનું પ્રમાણીકપણું

જોઇ આપો નહીં પોતે નહી રાખતાં તેનો અરધો હીસ્સો કેકીને સ્વાધીન કરી દીધો. અને ત્યારે પેલાં ભલામણપત્રની બરકતથી તે ત્યાંની ઓફીઓમાં માથું મારવા લાગ્યો અને ફક્ત છજ મહિનાની અંદર તો તે ત્યાં સૌનો માનીતો અને જાણીતો થઇ ચુકી પગભર પણ થઇ ગયો. તેને જેબી કાંઇ ઓર્ડરો મળતાં તે આ ભલા શહેરીયાર ઇરાનીને સપુરદ કરતો ગયો અને તેઓને મળતા મોટા નફામાંથી આ બન્ને ભાગ્યા થોડાક વખત સરખે હીસ્સે વહેંચી લેવા લાગ્યા. અને કેટલીક મુદત પછી તે ઇરાની ગુજરવા પછી, કેકી સ્વતંત્ર રીતે ધંધો કરવા લાગ્યો. વાર્તાની શરૂઆત અગાઉનો આ બનાવ હતો.



## પ્રકરણ—૯ મું.

અત્રે યાદ રાખવું ઘણુંજ જરૂરનું થઇ પડશે કે કેકી એશાખરનર પોતાની જેલખાનાની ઉપલી સજા ભોગવી આવ્યા પછીથીજ તેહેમીનાં ચેકશીને ત્યાં પેટા-ભાડુત તરીકે રહેવા આવ્યો હતો. તેની અગાઉ તો નહીજ. એટલુંબી વળી યાદ રાખવાનું છે કે આ જવાન કેકીનાં ઓરડામાં સહવારને સાંજ લોબાણ ધુપ તેમજ ચોક ચાંદન કરવા તેહેમીનાં પોતેજ જતાં આવતાં હતાં. ફક્ત કોઇજ વખત—અને કદાચજ આ કામ રતીને કરવું પડતું હતું. કારણ આ કેકી તો સુરજ ઉગે તેની અગાઉ તો ઘરમાંથી બહાર પડી પણ જતો હતો અને રાતનાં છેક નવ યાને દસનાં સુમારે પોતાના ઓરડામાં આવતો હતો.

એતેફાક, એક દીવસે એવો બનાવ બની ગયો કે તેહેમીનાં પોતાનાં ઓરડામાંજ કોઇ અગતનાં કામસર રોકાઇ ગયાં અને ત્યારે ધારા મુજબનું સાંજનું લોબાન ધુપ ફેરવવા આજે રતીનેજ ફરજયાત આવવું પડ્યું. વળી તેજ અરસામાં એમ બનવા પામ્યું કે કેકીને પણ આજે થોડીક ફુરસદ મળવે ઘરે રોજ કરતાં વહેલોજ આવવા પામ્યો. હજી તો રતી લોબાંન ફેરવીને બહાર નીકલતી હતી તેજ અરસામાં આ જવાન કેકી સાથ બારણાં આગળજ તેનો ભેટો થઇ ગયો.

"ઓ! તમે અહીંઆં?" પોતાંની નજર ઉપર ઊંચકતાં અને કેકીનો ચેહરો જોતાંજ આ સુંદર રતી ઉજળી વાખ જેવી થઇ ગઇ, અને તેણીનાં

મુખમાંથી ઉપલા શબ્દો અચબુચ નીકળી પડ્યા. રતી તેને સારી રીતેજ ઓળખતી હોય અને જાણે ઘણીકવાર તેને આગળ જોયો હોય તેજ મીસાલે આ જવાંનને જોતાંની સાથેજ ચોંકી અને એકદમ ઉછળી નીકળી! તેણીનો ગભરાટ એટલો તો જબરો હતો કે તેણીનાં હાથમાનાં અંગરખાન્યા-માંથી અંગાર પણ જમીન ઉપર પડી જઇ વેરવીખેર થઈ ગયા! તેણીનાં આંખનાં ડોળા જાણે બહાર નીકલી પડ્યા હતા અને હૈબતની મારી જાણે થરથર ત્યાં કાંપતી ઉભી હતી, અને જાણે એકાદ પલ તેણી પોતે પોતાને પણ ભુલી ગઈ હતી!! તેણીએ તો છેક આજેજ અને તેની વળી કેટલે મહીને જાંણી અને જોઇ લીધું કે આ કોઈ જવાંન તેઓનાં પેટા—ભાડુત તરીકે આવીને રહી ગયો હતો.

"તહમે અહીંઆં?"

"જી હા; હુંજ આય ઓરડામાં રહુંછ, પણ જી તહમે કોણ?" કેકીએ ઘણાંજ તાજુબ થતા પુછ્યું. આજેજ પહેલ વહેલ્લી વખત રતીને આ કેકીએ જોઇ હતી પણ તેને તો એટલી પણ ખબર ન હતી કે આય બાઈ છે કોણ? અને એકાએક આજે ક્યાંથી તેના ઓરડામાં કુદી નીકલી!

"અરે ઓ બેશરમ, કારે મોહડેનાં નીચ કમીનાં કુત્તા, તું અરતો મને પુછેછ કે હું કોણ? ગાંમમાં બીચારી જુવાંન છોકરીઓની નીચ સતાંમણી કરતો હતો તે તુંજ કેની? અરે ઓ બદમાંશ ચંડાલ, તું આય હમારા પેટામાંને ઓરડામાં રહેલો બી સજાવાર નથી" આટલું બોલતાંજ લાલ અંગારનો માફક તપી આવેલી રતી ફૂફડતી ચટકતી સીધા પોતાંની માયને ફરીઆદ કરવા ત્યાંથી રોહશભેર દોડી!

કેકી તો બીચારો પોતાના ઓરડામાં દીગમુઢ જેવોજ થઈ ઉભો. આય વળી કોણ વાકીવીછણ જેવા નવા બલા નીકળી આવી અને તેને ઓળખ્યા પીછાણ્યા વગરજ તાણાજાણી ભર્યા સખુનો કહી સંભળાવી ત્યાંથી પાછી એકદમ ફરી ગઈ? તેને કશીજ રીતનો જાણે ખ્યાલજ થઇ શક્યો નહી, અને જ્યાં છે ત્યાં કાંઈ કે ભુલજ થવલી હોવાં જોઇએ તેમજ માત્ર વમાસી લઈ ગાફેલ જેવો તે હાલ તુરત તો ચુપજ રહ્યો.

આતશની માફક તપી આવેલી રતી સીધી પોતાની માયને શોધતી તેવણ આગળ પહોંચી ગઇ.

"માયજી, ઓ માયજી તમે ઘણીજ મોટી ભુલ કીધીછ, આપરા

ઓરડામાં રહેતા પેલા ભાડુતને મેં તો આજેજ જોયોછ ! અરે એતો મુવો પેહલ્લા નંબરનો છોકરે ને બદચાલનો છે, ને તમે શાની જોયા જાણ્યા વગરજ એટલી બધી એ મુવાની તારીફ પર તારીફ કરતાં તાં ?" રતીએ મોટે મોટે બખાલવા માંડયું.

"અરે પણ તે છે શું દીકરા ? જરા ધીરી પર જરા શાંત થા, તું કોણુને માટે એટલું બધું બોલેછ ? કંઇ મને સમજાવશે તો ખરી !" તેહમીનાએ ડોળા ફાડી અચરતીથી જાણવા ચાહયું.

"આય તમારો પેલો સુકમાણો ભાડુત ! મેં તો હમણાંજ એ મુંવાને અચપુચ આવી લાગેલો જોયો ! અરે માંયજી માહરાં, એને તમે કલે કહાડ્તાં હોવો તો આજે કહારો, અને આજે કહારતાં હોવો તો હમણાંજ મુંવાને કહારી મુકો. અરે એતો પેહલ્લાં નંબરનો કોરગો મુંવોછ ! ત્રામમાં કે ત્રેનમાં બીચારી ગરીબ છોકરીઓની સતામણી કરવામાં એતો એકકો છે ! ! જો માયજી, મહારૂં સમજો ને એ મુંવાને અભઘરી રોકરૂં પરખાવી દેઓ. જો એ માંયજી, એ આપરાં ઘેરમાં કોઈ નવી આફત લાવશે. એ મુંજી આપરા ઘેરમાં જોઈએજ નહી' રતીએ ખુબ સુરપર ચડતાં મોટે મોટે બખાળવા માંડયું.

"મરેરે રતી, હવે કાંહ મરી જાંઉ ? પણુ તું કયાંથી એવણુને ઓરખે વારૂં ? દીકરી તારી કાંઈ ભુલ હોશે."

"અરે તમે તો મુંગાં મુંગાં બેસીજ રહેજો માંયજી. ચાલો હું તમારી સાથે આંવુંછ અને એ મુંવાની તમારી સામે ફેંટ પકરી ઉધારો પારૂંછ એટલે તો બસ કેની ? હું એ બદમાશને સારા કાની ઓરખુંછ."

"અરે પણુ દીકરી મારી તું એવણુને કયાંથી ઓરખવા ગઇ ? એવણુ તો બીચારા પાછલી રાતના તો પોતાના કામ પર ચાલી જાયછ ને છેક રાતના નવ દસ વાગે તો આવી જમી ખાઇને સુઇ જાયછ ! રતી, તારી કાંઇ જબરી ભુલ છે. એ માણુસ એટલો બધો ખરાબ તું ધારેછ તેટલો તો નથીજ એને વીષે મેં મારી તમામ ખાત્રી કરી લીધીછ" તેહમીનાએ પોતાની તકરાર ચાલુજ રાખી.

"ધુર ને ઢેકર ! તમે તમારી હુજતને છોરતાંજ ના. તહમે તો મારૂં જાણે કે માનસેજ નહી ! હું તમારી સાથે આવીને એને હમણાંજ ઉધારો પારવા માગુંછ પછી તો તમારી ખાત્રી થશેની ?" રતીએ તર્યોપાવ પર હવે ઉતરી પડતાં જણાવ્યું.

"દીકરા, મને તો જાણે કશી સમજજ પરતી નથી, તું જ જોની કે એક બારગી આય માણસ આટલો ખરાબ હોય તો પોતાના હજારો રૂપ્યા આપરા વીશ્વાસ પર આપુને રાખવા આપેબી વારૂં ?" તેહમીનાએ જણાવ્યું.

"અરે જાઓ જાઓ માયજી, તમે તો બોલાં છેઓ કાંઇ નહી, એ કમીનો કારગો એમ કરીને પોતાની કોઇ નીચ મતલબ કાહરી લેવા માંગતો હોય ? ફેંકી દેઓ હમણાંજ એ મુંવા નેહેરતના રૂપ્યા એના આંગપર !"

"મરે રે, હવે કાંઇ મરી જાઉં ? હું તો જાણે કે મોટી આતફમાં આવી પરીછ. નથી માહારેથી એમ બોલાતું કે નથી માહારેથી એમ બોલાતું."

"તમુંને કાંઇજ કરવાનું નથી માંયજી પેહેલ્લાં તો તહમે એખલાંજ જાઓ ને બારીકાથી મેં કહયુંછ તેમ બધી પરપુછ કરો ને પછી જો અગત પરે તો મને તુરતજ બોલાવજો, હું એ મુંવાની ફેંટ પકરશ." રતીએ જણાવ્યું, અને તેહમીનાને પોતાને પણ આજ રસ્તો લેવો ઠીક માલમ પડયો.



## પ્રકરણ—૧૦ મું.

હવે ત્યારે અરધું ખુશીનું અને અરધો કમનનો મનસુબો કરી લઇ તેહેમીના ચોકસી કેકી એશઆરનરવાલા ઓરડા તરફ ધચુપચુ મને ચાલ્યાં.

"કેમ બા, એ બધો શું ગોલ-પીંદાળો છે ? કાંઈ સમજ પરે ?" ઘણુંજ સમજાવતથી અને અરધું હસીનેજ કેકીને તેવણે પુછયું.

"અરે માંય હુંતો કાંઇજ સમજી શકતો નથી, એવણ તમારા દીકરી થાય કે ? મેં તો એવણુને આટલા મહીનામાં આજેજ પહેલ વેહલ્લાં જોયાં, અને મહને જોઇનેજ માહારી ઉપર એવણ વગર ફોકટનાજ છેડાઈ પડયાં !" કેકીએ રડમશ થઇ જણાવ્યું.

"પણ એ માહારી દીકરીનાં બોલવા પરથી તો લાગેછ કે એને તમુંને અગાઉ કેહે જોયલા બી છે ?"

"અરે માંયજી મારાં એવણ મને કયાંથીજ ઓળખે ? હું મારા કામ ઉપરજ એટલો રોકાયલો રહુંછ કે ત્યાંજ મને ઝેર ખાવાનીબી જાણે ફુરસદ કોઈવાર મળી શકતી નથી, તો એવણ મને જોઇને ઓળખે કયાંથી

વારૂં ? તમેજ વીચાર કરોની માંયજી ?" કેકી આ સઘળું એવા તો સચ્ચાઇનાં જોશથી બોલ્યો કે એ બે ઘડી તેહેમીનાં પણ બીચારાં વમાસણમાં પડી ગયાં.

ખચ્ચીતજ કરીને બીચારા તેહેમીનાં ચોકશીની હાલત બહુજ કઢંગી થઈ પડી. તેવણ બીચારાં જાણે સુડી વચ્ચે એક સોપારી જેવાંજ થઇ પડયાં. આ ભલા કેકીને તેવણે એટલો તો બારીકીથી ઓળખી અને પીછાણી લીધો હતો કે રતીનું હજાર ઘણુંબી કહેવું તેવણના ધ્યાનમાં એકેબી ઉતરી શકયું નહી. આવો એક નમાંનો અને એક ગાય જેવો નીર્દોષ છોકરો આટલો બધો નીચ પંકતીનો થઇ ને હોઇ શકે એ તેવણનાં ધ્યાનમાં કેમે કરતાં ઉતરી શકયુંજ નહી. તેવણને આ જવાન માટે ઘણુંજ મોટું માન બરપા થઇ ચુકયું હતું, અને એક પોતાનાં પેટનાં દીકરા કરતાં પણ જયાદાજ વ્હાલથી તેને ચાહતાં થયાં હતાં. પણ ત્યારે હવે કરવું શું ? ખરૂં કોણ ને ખોટું કોણ ? એજ તેવણની હાલને કાજ તો મોટી મુજવણ થઇ પડી.

"અરેરે મને તો કાંઇ સમજબી મુવું નથી પડતું. હું તો ધારૂંછ ત્યાં સુધી તો મારી દીકરી કાંઇબી ભુલજ કરેછ. કદાચ કોઈ તમારાજ જેવો બીજો હોય તેને જોઇને એ કદાચને તમુંનેબી ગળે પડતી હોય તે બનવા જોગ છે. તમે શું ધારોછ બાવા ?" તેહેમીનાંએ તેને પુછી જોયું.

"આય તમારૂં કહેવું મારાબી ધ્યાનમાં ઉતરેછ ખરૂં. તેનું કારણ એ છે કે માય, એવા એવા તો છળ કપટો ખુદ મારી પોતાની સાથ રમાયલા છે. અરે માયજી બોલોજ ના," અને અહીં અત્રે કેકીએ આંખમાં આંસુએ સાથ જણાવ્યું, "ખુદ મારા પોતાના મા—જણ્યા ભાઇએજ મને કાંઈ દુઃખ દીધામાં કમતી નથી કર્યું. અને ખુદ મારા પોતાના માયજી એબી જાણે કે એક મારા દુશમનનીજ જગા રાખી હતી. અરે માયજી, શું તમુંને એકએકી વાત કેહું અને કહું તો તમે કદાચ માહારી ઉપર ગુજરેલા દુઃખ અને સીતમની વાતો માનસોબી નહી !"

તેહમીનાએ પોતાના મનમાં વમાસ્યું કે તેવણ આ કેકીને જે ખાસ સવાલો પુછવા આવ્યાં હતાં તે તો એમના એમ પુછાયા વગરનાજ રહી ગયા હતા, જયારે આ જવાન તો પોતાના ભાઇ અને માયનાજ રોદરા રડતો હતો. આ છોકરો એટલો તો સીધો, ગરીબ અને અસરાકદ હતો કે જે બીનાઓ રતી ખાસ કરીને જાણવા માંગતી હતી તે તો તેવણ તેને જાણે પુછીજ નહી શકયાં, અને તેવણે જોયું કે વાતે તો પોતાની વઘાણુજ

જાણે જુદી લઈ લીધી હતી. પણ તેઓ ત્યાંજ થોડોક વખત ગાળી કાઢી પછી રતીને તાકીદી મીઠી રાખી કોઈ તરેહની સમજાવટથી તેણીને મનાવી લેવાની મતલબથી તેવણ ત્યાંજ હાલ તુરત તો ટપકી મારી ગયાં

"પણ તમારા માય ને બાપને આમ કરવાનું કંઈ કારણ બાવા ?" પણ કોઈબી સુરતે વાતનું ગાડું આગળ ગબડાવવા તેવણે જારીજ રાખ્યું. પણ તેહમીનાએ પુછેલા સવાલનો જવાબ આપવાને બદલ કેકીએ તબલ ઉપર જોશમાં પોતાનું માથું પટકી દઈ દુસકે દુસકે રડવા માંડ્યું.

"અરે માંયજી, મારા બાઈએ મારી સામે એક એક એવાં તો કાવત્રાં રચ્યાંછ કે કોઈ બીજો જેવો બાઈ હોય તો કોણ જાણે શું ને શું કરી નાખે. પણ મેં જેટલી નાખતીથી એની સાથ કામ લીધુંછ તેવો બીજો કોઈજ બાઈ નહી લેશે માયજી." રડી રહ્યા બાદ તેની છાતીને ખુલાસો મળતાં તેને પાછું ચલાવ્યું "મેં એનાં કેટલાં કેટલાં કરજો ફેરવ્યાં કેટલીક વખતે તો એ કોર્ટમાં દંડામ વરીક આવ્યો તેનાં દંડબી મેંજ ભરયા, તોબી એ નાપાક પોતાની બદચાલ સુધારતો નથી. એમાં કસુર જોશો તો બધો મારાં માયનોજ છે. એ છોકરાને બધો બગાડીને ધુળ કરી નાખ્યોછ. કમાઈની જોવ તો જાતબાત નહી. નોકરી ચાકરી કેંઠે કરવી નહી. લોકોનાં કરજ કરતો ફરેછ, અને બધી રીતનો નકનામાનો ભરેલો છે માંયજી." આંખ પાંણી ભરતાં તેને જણાવ્યું.

"નહી દીકરા, અમી સાંજ પડી રડીયે નહી. પણ તમે એ તમારા બાઈનાં ઘડી ઘડી કરજો ભરપાઈ કરી આપ્યાં એજ તમોએ મોટી ભુલ કીધી દીકરા, તેને તો ફાવીતું પડી ગયું. અને વળી તમારાં માંયેબી તેને ઉત્તેજન આપ્યું તેથી તો તેને ઓરબી ફાવીતું મલી ગીયું. તમારા માંયનીબી એ ઘણી મોટી ભુલ છે." તેહમીનાએ સમજાવ્યું

"જોવ માંયજી, તમે મારી ઉપર કેટલાં બધા મેહરબાન છેઓ અને એક મારાં માંયનીજ જાણે ગરજ સારેછ. મારાં માંય મારી ઉપર એટલું હેત–પ્રીત રાખતાં હોતે તો કેવું સારૂં ? મેં જોયું કે આખર કરેને મારો બાઈજ, એમ વીચારીનેજ મેં એના કેટલી કેટલી વખતે કરજો ચુકાવ્યાં. તમે જાણોછ માયજી, હું હજુરણી મારા માંય ઉપર દર મહીને બસો રૂપયા મોકલતીજ જાઉંછ, પણ કંઈ દહાડે જુદાઈએ મને મલવાબી બોલાવતાં નથી."

અને એટલું કહેતાં વળી તે ઝાર ઝાર રડવા લાગ્યો; અને ત્યારે તેહમીનાથી આ તેનું દુઃખ નહી દેખી શકાયાને લીધે તેવણે તેનો બરડો પસવારી ઘણોજ દીલાસો દીધો.

હવે પેલી તરફ રતી, "માંય ઍય બોલવશે" "હમણાં બોલાવશે" કરીને વારેવાર જોતી પોતાના ઓરડાનાં ઉમર ઉપરજ ઉભી રહી હતી. પણ લગભગ પા કલાક નીકલી ગયલો હોવા છતાં તેવણ તરફથી કાંઈ સણસારો જણાયોજ નહી ત્યારે આખરે તેણીએ પોતેજ કેકીવાળા ઓરડા તરફ ચાલી જઈ જરા માંજણું તપાસવાનો ઈરાદો કર્યો. તેણી ગઈ. તેણી ગઈ તો ખરી, પણ ત્યાં તેણીએ શું દેખાવ જોયો ?



## પ્રકરણ—૧૧ મું.

કેકીવાળા ઓરડા તરફ રતી ગઈ તો ખરી, પણ ત્યાં તેણીએ શું જોયું ? કે કેકી તેબલ ઉપર પોતાનું સર ટેકવીને જોશભેર રડતો હતો અને તેહમીનાં તેને પોતાના પાસાંનાં દાબી એક માતરનાંજ વહાલથી તેને દીલાશો દઈ રહયાં હતાં.

"એ બધા શું ઢોંગ ધતુરા છે માંયજી ?" બારણાં આગળજ ઉભી રહી જતાં રતીએ દમામથીજ પુછયું.

"અરે નહીરે દીકરા હોય શું જે કાંઈજ નથી." તેહમીનાંએ સેહતાંણ ડાબો કરતાં જણાવ્યું.

"કાંઈજ નથી શું ? કાંઈની હોશેજ. એ તમુંને શું બધું ઉંધું ચતુ ત્યારનો સમજાવેછ ? એ પોતાનું પાપ કબુલ કરેછ કે ?" ઓરડાની અંદર હવે ચાલી આવતાં રતી એ ઠસામાંજ પુછયું. તેણીનો ગુસ્સો હજી તુલીક સેહજ પણ ઉતરેલો ન હતો.

"અરે બેહેન, તમારા માયજીને હું ઉંધું ચતું કાંઈજ સમજાવતો નથી હું તો ખાલી મારા કમનસીબ દુઃખ ને રરૂંછ." રતીને જોતાંજ કેકીએ સાવધ થતાં જણાવ્યું.

"દુઃખ ? શાનું દુઃખ, મુવા ચોર ? બીચારી જુવાન નીદોષ છોકરીઓને સતાવવાનું અને તેઓની આબરૂ પર હુમલો કરવાનું તુંને દુઃખ નહી લાગ્યું ? શું પરી તાહારી ઉપર મુવા પેટ્રાંખોર, તારી એ ચાલબાજી મારી આગળ

નથી ચાલવાની, આય બીચારાં મારા ભોલા–ભટાક મામને તારી ભટાઈ સમજાવી શકશે, સમજ્યો? મને નહી. વારૂં, હું પુછુંછ તેના સાચ્ચા ને સીધા જવાબ આપજે. તું પેલી નાંજુ શેઠનાને ઓરખેછ કે?' રતીએ જાણે ઠકરાવી નાખતાંજ. કેકીને પુછ્યું.

"હા તે બીચારીને હું સારો કાની ઓરખુંછ."

"ગામમાં તેની નીચ સતામણી કરવાવાલો તુંજ બદમાશ કે કોઈ બીજો? સાચું બોલજે."

"ગામમાં શું થયું તે મને બીલકુલજ ખબર નથી, અને મેં એ છોકરીની સતામણી કીધીજ નથી." કેકીએ સાચે સાચુંજ જણાવી દીધું. હવેજ તેને માલમ પડયું કે આંનો પોતાના જોડયા–ભાઈ કાવસનુંજ કારસતાન તેને બદલે તેનેજ કાવસ તરીકે ઠોકી બેસાડી આ રતી ઉલડાપ ખાતી હતી.

"અરે જા જા, બદમાશ! વારૂં, આ છોકરીને સતાવવા સારૂં તુંને ત્રણ મહીનાની જેલની સજા થયલી? સાચે સાચું બોલજે," રતીએ તેને ઠકરાવી નાંખવાનું ચાલુજ રાખ્યું.

"હા, તમારૂં કહેવું વાજબી છે બેન, ત્રણ મહીનાની જેલની સજા હું ભોગવી આવ્યો ખરો પણ તકસીરવાર હું પોતે તો હનોજ નહી."

"અરે મુવા જુઠ્ઠા, એક તરફથી તું કબુલબી કરતો જાયછ." અને આટલું કહેતાંજ રતી એટલી તો જબરી ઉશકેરાઈ આવી અને ગુસ્સાના આવેશમાં આવી નીકલી કે પોતાના એક પગમાંની સ્લીપર કાઢી કેકીનાં આંગ ઉપર સીધી ધસી જતાં તેણીએ બે ચાર આડા ઉભા સપાટા ઝપાટા તેના મોઢાંની ઉપર એલાર પેલાર લગાવીબી કહાડયા.

"મુવા જુઠ્ઠા, એક તરફથી તું કબુલ કરેછ કે તું જેલમાં જઈ આવ્યોછ, ને બીજી તરફથી તું કહેછ કે તે પેલી છોકરી નાંજુ શેઠનાની સતામણી કીધીજ નથી. શરમ છે તારી ઉપર, મુવા લ્યાનતનાં ભરેલા આટલું સફીંમ જુઠ્ઠું?"

"સબર, સબર, જરા ધીરી પર રતી. એ તું આજે કરવા શું બેઠીછ?" તુરતજ તેહમીનાં વચ્ચે દોડી આવ્યાં, અને રતીનાં હાથમાંથી સ્લીપર છીનવી લઇ આ કમનસીબ દેખાવ ત્યાંજ અટકાવી નાંખ્યો. અગર જો તેહમીનાં પોતાની દુર અંદેશી વાપરીને વેળાસર વચ્ચે નહીજ પડતે

તો આ ગુસ્સાથી દીવાની બની ગયલી છોકરી ખુદા માલુમ આ ગરીબ બીચારા કેકીનો કોણ જાણે કેમ ચુરા કોલો કરી નાંખતે! તેવણે રતીને આવું બેહુદું પગલું ભરતાં એકદમ તેણીનો હાથ ઝાલીને અટકાવી દીધી અને ગરીબ કેકીને પણ એક બાજુ તરફ હટાવી નાંખ્યો.

"લેઓ માંયજી સમજો." ગુસ્સાથી લાલ લાલ થઇ જતાં રતીએ ચલાવ્યું "સમજો માંયજી તમારા કાંન જરા ખોલો. આવા એક કમીનાને, અરે આવા એક જેલખાનાની હવા ખાઇ આવેલાને તમે આપણા ઘેરમાં ઘાલ્યો! લેઓ જોતા જાઓ, હું હજુનબી કહુંછ તમુને કે આય માણસ આપણા ઘરમાં રહેવા લાયક છેજ નહી. એને જો કાલે કહાડતાં હોવો તો આજેજ આપણા ઘરમાંથી બહાર કહાડી મુકો. તમે કહેતાં હોવ તો પોલીસ ચોકી પર જઇને હું હમણાંજ ખબર આપી દેઉ." ઠરસામાંજ રતીએ જણાવી દીધું.

"અરે સબર, સબર, છોકરી જરા ધીરી પડી મર." તેહમીનાંએ હવે સહેજ નેણ ફેરવીને વાત કરવા માંડી. "જરા ધીરી પર. કોઈ વખતે ખુદ આપણી નજરે જોયલું વટીક ખોટું પડેલું નીકલી અવેછ, તેમજ આપણે પોતાનાં કાને ખરૂં સમજેલું પણ ઝાઝો વખત આપણાથી મનાઇ શકાતું નથી. મારી તો પુરેપુરીજ ખાત્રી થઇ ચુકીછ કે આય વાતમાં કાંઇબી ઘોટાળો અને ગેરસમજુતીજ થાયછ. જો આવ, બેસ જરા ધીમી પડ. ને શાંત થા. પહેલ્લે એવણનો ખરો ખુલાસોબી જરા ધ્યાનથી સમજી લે." તેહમીનાંએ વાજબીજ દલીલ બતાવી.

"અરે બોલની, બોલની ભોંસી મરની, તું કહેવા તે શું માંગી મરેછ?" રતીનો ગુસ્સો હજુન તુલીક ફુલ પાવર પરજ હતો. તેણીએ કેકી તરફ પોતાનાં નેણ ફફડાવી જણાવ્યું.

"બ્હેન, તમારી ઘણીજ મોટી ભુલ છે. તમે જે માણસ વિષે ધારોછ ને બોલોછ તે હું નથીજ. જોવો, હું તમારી તે વીશે હમણાંજ ખાત્રી કરી આપુંછ." આટલું કહેતાં કેકીએ હવે પોતાની કબાટ ઉઘાડી અને સબીનો એક મોટો કાર્ડ ખેંચી કહાડયો. "જોવજી, આય હમારો ફેમીલી ગ્રુપ છે. આય મારા માંયજી, આય મારા બાવા અને આય હમે જોડયા ભાઇઓ, વારૂં પારખો જોઉં! આ હમે બન્ને ભાઇઓમાંથી હું કયો? હું શરતથી કહુંછ કે કોઇબી પારખી શકેજ નહી. ઘરમાં હમારા માંય

બાવા અને પાડ પડોશીઓ દરરોજની ભુલ કરે તો તમે બ્હેનબી તેજ ભુલ કરો તેમાં નવાઈ કશીજ નથી. અને મને જે આટલું બધું અપમાન કીધું અને [illegible]રાંનો માર વટીક મારયોછ તેમાં બ્હેનજી, તમારો જરાક પણ કસુર [illegible] નથી. એક મા-જણ્યા ભાઇની હોરમત બચાવવાને ખાતરજ હું ખુશી[illegible] ત્રણ મહીનાની જેલ ભોગવી આવ્યોછ. હવે બોલો બ્હેન, તમે મારાં આવાં એક કામને માટે મને વખાણશો કે મને હડધુત કરી, ધીક્કારીને તમારા ઘરમાંથી બહાર હાંકી કહાડશો? બોલો જોઉં?" કેકીએ હવે હદ બહાર ઉલટમાં આવી જઈ જણાવ્યું.

અને ત્યારે હવેજ—ઓ હવેજ તેહમીનાંને બાતેનનો શું ભરમ હતો તે બધો બરાબર સમજ પડી ગયો. અને રતી પણ બે ઘડી ચાંઈ પડી ગઇ.



## પ્રકરણ—૧૨ મું.

રતી ખરેખરીજ બીચારી ચાંઈ પડી ગઇ હતી. તેણીએ પેલી છબીને એટલી તો ધારી ધારીને અને ઘણીજ બારીકીથી જોઇ તપાસી અને કાંઈબી જાતનો ફરક અને હેરફેર આ બન્ને જોડ્યા ભાઇઓમાંથી પકડી કહાડવાનાં ફાંફાં[illegible] તો તેણીએ ઘણાં ઘણાંબી મારયાં પણ સઘળું વ્યર્થ ગયું ખરો કાવસ કયો અને ખરો કેકી કોણ, તેજ તેણી મુતલગ થઇને પારખી શકી નહી. તે સુખલા ફુટીનો સુખલો હવેજ તેનાં ખરેખરા ઠેકાણાં ઉપર આવ્યો હતો. હવેજ તેણીને ખરાંજ મનનો પસતાવો લાગવા માંડયો, અને તેણીએ ત્યારે પોતાનાં મનમાં ઘણુંબી વમાસ્યું કે આ ભોલા અને ગરીબ જવાનના પગો ઉપર પોતાનું સર નમાવી દઇ તેની માફી ચાહી લે, પણ નહી. તેણી એટલી તો ગુંચવાડાના વમળમાં વીંટલાઇ ગઈ હતી કે તેણીને તેમ કરવું પણ જાણે ઘણુંજ ભારી પડી ગયું તેણીના આંખ ઉપરનો સીહા પરદો હવેજ દુર થયો હતો. અને ત્યારે હવે તેણી પોતાના મનમાં પશેમાન થતી રડતીજ ચશમોએ તે જવાનનો ઓરડો નીચી મુંડીએ ગુપચાપ છોડી ગઇ.

જે વેળાએ રતી, આ કેકીવાલા ઓરડા તરફ જે લાગણીઓ સાથ ધસારા બંધ ગઇ હતી તે એક પ્રકારની હતી, પણ જ્યારે પોતે પશેમાન થતી અને રડતી ચશમોએ ત્યાંથી બહાર નીકળી પડી તે વેળાએ તેણીની

લાગણીઓએ વળી જુદાજ પ્રકારનું રૂપ પકડી લીધું હતું. હવેજ—ઓ હવેજ તેણીની સમજદાર માતાના શબ્દો તેણીના તેજ કાંનોને અડકવા લાગ્યા કે બાઝે વખત નજરે જોયલું તેમજ કાંને સાંભળેલું વટીક ખોટું પડે છે.

ચાંધ પડેલી રતી કેકીવાલો ઓરડો છોડી પોતાના ઓરડામાં ચાલી આવી તો ખરી, પણ તેણીના મનનું જરાક થઇને સમાધાન થઇ શક્યું નહી. પોતાના ઓરડામાં આવી લાગતાંજ તેણી પોતાના પલંગ ઉપર અફડાઇ ઝીખઇ પડી અને દુઃખનો એક દરયાવ રડી દીધો.

"કેમ માયજી, શું વીચારમાં છેઓ ?" રતીના ચાલી જવા બાદ કેકીએ ચલાવ્યું. "જો તમારા લોકોના દીલમાં મારે માટે કાંઇબી શક હોય તો મને બેલાશક મન મોકલું કરીને કહી દેજોજી, પણ ખોદાને ખાતર મને તમારા ઘરમાંથી હાંકી ના કાહારતાં, કારણ માયજી મેં ઘણુંજ ખમેલું છે. જો એક બારગી એમ ધારો કે હું હજુંન બી મારે ઘરે જાંઉ, પણ હું નહી ધારતો કે મારાં માંય મને ખુશીથી પોતાનાં ઘરમાં બી દાખલ કરે ! અને બીજું તો આ માહરો બાબ પરી મહને જીવવા જપ્પા પણ દે નહી, ને વળી કાંઇ નવું રોબ્બરૂં ઉભું કરી મને કાંઇ ઓરબી વધુજ મુશકેલીમાં નાખે," કેકીએ આ સઘલું હવે હીમતથી કહી સંભળાવ્યું.

'પણ ત્યારે બીચારા તમારા બાવાજીનું શું ? તેવણ કાંહ છે અને કોણ સાથે રહેછ વારૂ ?" તેહમીનાંએ પુછ્યું.

"અરે માહરા બાવાજીનું તો બીચારાનું જીવતરજ બળ્યું. આય માહરી સોબી ને લાલચુ માંય તવણ બીચારા પર બી સીતમ ગુજારવામાં કાંઇજ બાકી નથી રાખતા. પણ હું તેવણને છુપી છાંની મદદ કરતોજ રેહુંછ અને દર મહીને ચેકશ રૂપ્યા તેવણને જુદા આપુછ. હું ગોદીમાં કામ કરૂંછ તે એવણને કોઇ સુરતે માલમ પરી ગીયુંછ અને અવારનવાર બીચારા મને આવીને મળી ભેટી જાયછ."

"તમારા માય પરબી કાંઇ તહમે મોકલોછ કે ?" તેહમીનાંએ પુછ્યું.

"અરે હારેજી. મારાં માય પર તો દર મહીને હું એક તેવણના દીકરા તરીકેની મારી એક ફરજ સમજી બરોબર બસો રૂપ્યા ઘર બેઠાં પુગારતો જાંઉંછ. પણ માયજી, આટલું આટલું કરતાં બી કોઇ દીવસે મને જુદાઇએ બી યાદ કરીને પોતાની પાસે બોલાવ્યો નથી. શું કરૂં માંયજી ? મને તો

દીલમાં ઘણું ઘણું બી લાગેછ, પણ કેહેવા કોણને જાઉં ? એ બી મારા નસીબનીજ એક વાત છે." અને આટલું કહેતાં કેકીએ વળી તેમજ ઉપર પોતાનું સર પટકી નાંખી બેઅખત્યાર રડવા માંડયું.

"નહી બાવા કંઇ નહી. મુંગા રહી જાઓ, ખુદા સૌ સારૂંજ કરશે, ધીરજ ધરો દીકરા, એ બી દહારા વહી જશે." તેહમીનાએ તેનો બરડો પસવારતાં ધીરજ આપી. તેવણનીબી આંખ્યોમાં ઝળઝળ્યાં ભરાઈ આવેલાં સાફ માલુમ પડી આવ્યાં.

"તે એ તમારો ભાઈ કાંઇ કંઠે નોકરી ચાકરી કરેછ કે? શીખેલો ભણેલો છે કે?" તેહમીનાંએ જાણવા માંગ્યું.

"અરે એ નોકરી ને ચાકરીનો કરતો ડોસો થયો! જો કે બી. એ. સુધીનું શીખેલો છે, કરવા માગે તો ઘણુંબી કરી શકે, પણ પોતાની નાલાયક ચાલજ છોરતો નથી, તે સારૂં કરવાનું એને સુંજે કયાંથી ? હું કાંઇ શીખ્યો ભણ્યો બી નથી. માહારા માંયે શીખવા બી દીધો નહી અને નાહ્લી ઉમરથીજ મને મીલમાં ઠેકેલી દીધો હતો. પણ હલ તમારી પગની પુનહથી હું તો સારૂં જેવું કમાઈ શકુંછ. એ તો બા જો સારી દયાનટ રાખી મેહનત મજુરી કરે તેને ખોદા આપ્યા વગર રહેતોજ નથી."

"પણ મહીને દહારે તમારી કમાંણી કેટલી દીકરા ?" તેહમીનાએ તેનો ચોખો ચાંપી જોયો.

"અરે માંયજી, બલા જાણે માહારી, પણ એમ જો કાચો અરસતો કાહડયેં તો દ્હોની કે રોજના સો બસો ગજવામાં પરતા ને પરતાજ. મેં તે દીવસે તમુને માહારી કબાટમાંથી કહારી આપ્યા હતા ત્યાર પછીથી તો પાછા કેટલાબી રૂપ્યા પૈસા બીજા એકઠાબી થઈ ગોયા હોશે! લેઓ માંયજી, સારી યાદ આવી ગઇ. એબી તમે તમારી પાસેજ સાચવી રાખજોજી." અને એટલું કહેતાં કેકીએ પોતાની કબાતમાંથી નોટોની ચૅાર ને ચૅાર કહાઢી આપી, જે જોઇ તેહમીનાનાં ડોળાજ જાણે ઉપર ચઢી ગયા.

"બાવા, હવે તમે મુંગા મુંગા પરણી જાઓ કે તમારી બૈરી બધું સમાલ્યા કરશે. સમજ્યાની દીકરા ?" તેહેમીનાંએ સુચવ્યું.

"અરે માંયજી, આપણે હવે પરણ્યા ને દહાડા પાકા, મારા જેવા એક જેલની સજા ભોગવી આવેલાને પહેલ્લાં તો બૈરી આપેજ કોણ ? કેમ ખરૂંની માંયજી ?" કેકીએ હસીને જણાવ્યું.

"અરે દીકરા, તમારો તો દાખલોજ જુદો છે. બીજાને બચાવવાને ખાતર તમે બીચારા જેલમાં ગયા તે તો ઉલટી તમુંને માન અને શોભા આપનારૂંજ કહેવાય. એ તો જે જાણે તેજ જાણે. તમે હમણાં કાંઇ બીજાઓ આગલ વાત કરો તો જરૂરજ થઇને તે લોકો તમારૂં માનેજ નહી. ખરૂંની બાવા ?" "જી હા, તમારૂં કહેવું ખરૂંજ છે." કેકીએ જણાવ્યું

"હા, ખરેખર જો આંઠ વાગ્યા, ચાલો કેકી, આપણે ત્યાંજ ચાલો. આપણે આજે સાથેજ જમ્યે. કોઇ દહાડેબી તમે તો હમારે ત્યાં આવ્યાબી નથી. ચાલો, શરમાવો ના." તેહમીનાંએ સુચવ્યું.

"અરે જો માંયજી——"

"નહી, મારી આગલ તમારી હુજત નથી ચાલવાની" તેને આનાંકાની કરતો જોઇ તેહમીનાંએ પાછી ઓહોશ કીધી. "કાંય હમુંને ગરીબંને લીણોછ ? નહી વારૂં ?"

"અરે નહીરે માયજી, તમારી કાંઇ થોડી મહેરબાની મારી ઉપર છે ? ચાલો હું આયો. હવે તો રાજી થયાંની ?" કેકીએ ઉલટમંદ થતાં જણાવ્યું અને ત્યારે તેઓ બન્ને જણાં તેહમીનાં ઓરડામાં ખાણું લેવા ગયાં.



## પ્રકરણ—૧૩ મું.

આગળા પ્રકરણમાં જાણી આવ્યા છીયે તેમ રતીએ ઘણીજ બારીકીથી તપસી લીધું હતું કે આ બન્ને જોડયા ભાઇઓ જો કે પુરા સો એ સો ટકા એક બીજાને સેહજ પણ ફરક વીના બરોબર મળતા આવતા હતા, પણ ફક્ટ એકુજ ફરક તેણીએ ઘણીજ ચાલાકીથી અને બહુજ બારીકીથી પકડી કાહડયો હતો. તે એ હતો કે પેલા રમતાપચી અને ઉડાઉગીર કાવસ એશબરનરનું બોલવાનું જ્યારે તડાક ફડાક કરતું ધસારાબંધ હતું, જ્યારે આ નેકચલણ અને ગરીબ કેકીનું બોલવું બહુજ ધીમે સાદે અને સેહજ બાસી બાયલાની માફકનું જણાઈ આવતું હતુ. જો કે તેહેમીના ચોકરીએ તો આ કોઈ બાંગડ કાવસને કદી પણ દીઠો હતો નહી, પણ રતીએ તો અત્યારનવાર ત્રામમાં કે ટ્રેનમાં બીજી કેટલાક ચીબાવલી ચવીત્રી છોકરીઓ સાથ અનેકવાર ઠીઠી ઠાઠા અને ખરાબ ચેણચાળો કરતો ઘણીકવાર પકડી પાડયો હતો.

વળી ઘણો લાંબો વીચાર કરતાં તેણીએ હવે પાછળથીજ વીચાર્યું કે પેલો ચશ્મચોરને કારગો કાવસ જ્યારેબી જવાન જુવાન છોકરીઓ સાથ ગામમાં કે ટ્રેનમાં ગણીચ ઠઠા મશ્કેરી કરતો હતો ત્યારે તેની આંખોના ચળકાટ અને ડોળાઓના હાવભાવ કોઈ ઓરજ કીશમના હતા, જ્યારે આ તેના જોડયા ભાઈ કેકીની આંખ્યો તો અતી નરમ શરમાળી અને નીર્દોષ બકરા–ઘેટા જેવીજ સાફ સાફ વંચાઇ શકાતી હતી. અરે, અરે! પણ કમનસીબે આ સઘળાનું ભાન આ રૂપસુંદરી રતીને સો પાછળથીજ થવા લાગ્યું હતું. ત્યારે હવેજ આ ભાણભુલી છોકરીની પુરેપુરીજ ખાતરી થઈ ચુકી કે પેલો કમીનો અને કમજાત કાવસ તે આ કેકી એશઅરનર હતોજ નહી. અને ત્યારે હવેજ તેણી પોતાનાં મનમાં બેહદ પસ્તાવો કરવા લાગી અને તેણીએ જો તે મોઢામાંથી એલફેલ બોલી બકી દઇ અને ઉપરથી વળી તે બીચારાને ખાસડાંનો સરોપાવ આપી નવાજ્યો હતો તેને માટે તેણી અતી ઘણી પશેમાન થઇ.

રતીને લાગ્યું કે આ બન્ને જોડયા ભાઇઓનાં દેખાવમાં તો નહીંજ પણ તેઓની ચાલ ચલણ, તેઓની નેકી નીતી, અને તેઓની બીજી દરેક લાગણીઓમાં વટીક આસમાન ને જમીન જેટલો ફરક હતો.

જ્યારે તેઓ સાથે જમવા બેઠાં હતાં ત્યારે રતીએ આ કેકી સાથ અસેમસે પોતાની સાથે વાતો કરવાની ઘણી ઘણીબી વેત્રણ કરી જોઈ, પણ કેકી બંદાએ તો નીચેથી ઉપર વટીક જાણે જોયું નહી. અને ત્યારે પરી-ણામમાં આ મનમોહણ બાળાને વધતું ને વધતુંજ આ ગરીબ કેકીને માટે ઘણુંજ ઉંડાણથી ફીલ થવા લાગ્યું. તે મોટે ભાગે તો તેહમીનાજ સાથ વાતચીતમાં જાણે રોકાઇ રહેતો; પણ અગર જો રતી, કોઇ વાણીની પ્લેટ કેકી તરફ પાસ કરતી તો ખુશીથી તેણીનું માન રાખવા ખાતર એકુ લુક નાચક તે પોતાની પ્લેટમાં સેરવી લેતો હતો. તે–આ કેકી જાણે સુંદર રતીથી ડરેવો એક બીહતો ધ્રુજતો હોય તેમજ આ છોકરીને લાગતું હતું અને તેથી પોતના મનમાંજ તેનું અનુમાન કરી લઇ તેણી ગુપચાપ ગમત મેળવતી હતી.

અંતે ખાણું પુરૂં થયું અને કેકી ત્યાંથી આ બન્ને મા–દીકરીને સાહેબ સલામ કરી સીધો પોતાનાં ઓરડામાં ચાલી ગયો.

"બચારો કોઈ ઘણોજ ભોળો ભટાક જેવો છે માયજી. બીચારો

જમતી વખતેથી કેટલા શરમાયા કીધો. હું તો ધારૂંછ ત્યાંસુધી તો બીચારો ભુખોજ રહયો હોશે, કેમ માયજી ?" તેના ચાલી જવા બાદ દયાથી દાઝી જતાં રતીએ જણાવ્યું.

"હા, હવે ત્યારે તારી સુઝ આખરે ઠેકાંણે આવી કેની ? તેં એ બીચારાનું કેટલું કેટલું અપમાંન કીધું ? તુંને ઘણુંજ શરમાવું જોઇયે રતી, રખે ને બીચારો આપરે ત્યાંથી ખાલી બાલી કરી જાય તેની મને તો ફીકર લાગેછ" તેહમીનાએ પોતાની દીકરીને તણો મારતાં ફીકર કરી.

"નહી માંયજી, તમે ના ગભરાવો. હું જાતે જઇને એવણુની માંફી માંગી આવશ, એટલે પછી કાંઇ છે ?" રતીએ જણાવ્યું.

"જરૂર માફ માંગી આવજે. જોઉંછ તો, મારી ડાહી દીકરી હોય તો તેમ કરી આવજે. આપુને એઉને સારૂં લાગશે ને એ બીચારાનાં મનમાંથી કાંઇ વસવસો હોશે તેથી નીકલી જશે. એની બીચારો કેટલો નેક અને ભોલો છે કે આટલા આટલા પૈસાટકા આપુને રાખવા આપ્યાછ, તેનો બીચારો કોઇ દીવસ જુદકાઇએ હીસાબ વટીક પુછતો નથી।" તેહમીનાંએ કેકીની તરફદારી કરતાં જણાવ્યું.

"પણ એવણુને કહોની માંયજી, કે એવણુનો એ અવેજ બધો બેન્કમાં મુંકી આવે." રતીએ સુચવ્યું.

"મેં તે દીવસે પુછયું, પણ મને લાગેછ કે બીચારાને તેટલી બી પહોંચ નથી."

'ગરીબ બીચારો, બસ ગોદીમાં જઇને સહવારથી રાત સુધી ગદ્ધા વહીત્રું કરી જાણેછ ને દમ બાંધીને રૂપ્યા-પૈસા એકઠા કરી જાંણેછ. બીચારાને આસાએશ લેતાં મેં તો જોયો નથી માંયજી.' રતીએ હવે ઓ જવાંનતી ખરાજ દીલથી દયા ખાતાં જણાવ્યું. અને બીજી ત્રીજી વાતચીત કરી તેઓ હવે આરામ લેવા ગયાં.



## પ્રકરણ—૧૪ મું.

વચમાં આબો એક માસ ગબડી જવા પામ્યો.

અગાઉ જયારે તેહમીનાં ચોકસી આ કેકીવાલા ઓરડામાં ચોક ચાંદન તથા લોબાન ધુપ કરવા સહવાર ને સાંજ ચાલુ જતાં હતા તે હવેથી રતી પણ અવાર નવાર પોતાની ખુશીથીજ ત્યાં જવા લાગતી થઇ હતી. કોઇબી વખતે આ કેકી સાથ અચાનક મેળાપ થઇ જવાની અને તેની સાથ એક

કે મોજ મઝા કરી લેવાની આ પરીસુરત રતીએ ઘણી ઘણીજ આતુરતા થી રાહ જોઈ, પણ તેવી એકથી મુલાકત આ જવાન સાથ તેણીને થઇ શકી નહી.

'માયજી, મને તમારે ત્યાં આવી રહ્યા ને ૭ મહીનાં પુરા થઇ ગયા હોશે જો. માટે તમારૂં ભાડૂં મને આપી દેવું જોઇયે.' વળી એક દીવસે તેહેમીનાં સાથ કેકીનો મેળાપ થઇ જતાં તેને એકાએક યાદ આવી ગયું.

"અરે પણ તે બાવા, શાનાં દોરાદોરીમાં પરયાછ? ધીરે સાસતે આપ્યા કરજોની મરૂ."

"અરે નહીરે માંયજી, તહમે લઇજ લેવો રે યાર.' અને એટલું કહેતાં કહેતાં તેને ૭ મહીનાંની સામટીજ ભાડાંની તેમજ ખાધાની રકમ કાઢીને તેહેમીનાના હાથમાં પકડાવી પણ દીધી.

"અરે, ખરા જો કેકી, હું એમ કહેતીતી બા, કે પરમ દીવસે મારી રતીનું વરસ છે, વાસ્તે આપરે બધાં સાથેજ જમશું, યાદ રાખશોની?' તેહેમીનાએ સુચવ્યું.

"અરે કેવું સરસ! પરમ દીવસે તો માહારૂંબી વરસ ઉગેછ માયજી. અરે ત્યારે તો જરૂરજ આપરે સાથેજ જમશું. બે ચાર દીવસ કેઇ જાજી હસ્તીમરેબી નથી આવવાની તેથી મનેબી ફુરસદ મળશે." કેકીએ ખુશ ખુશ ઉછળકાઈ જઈ એકમત થતાં જણાવ્યું.

અને ત્યાર બાદ બીજી ત્રીજી વાતચીત કરી તેહેમીના ત્યાથી છુટાં પડયાં. રતીને જ્યારે તેણીના માય તરફથી માલમ પડયું કે આ બન્નેના રતી અને કેકીના વરસો એકજ દીવસે પડે છે ત્યારે તે ઘણીજ ખુશ થયલી દેખાઈ. વળી તે દીવસે કેકી તેવણુને ત્યાં જમવા પણ આવનાર છે એમ જાણતાં તો તેણી હરખની મારી જાણે દીવાનીજ બની ગઇ.

તે શુભ વરસગાંઠના દીવસે કેકી તો ધારા મુજબ સવારના પોહરથીજ પોતાના ઓરડામાંથી બહાર કેડે નીકળી પણ ગયો હતો. તેહેમીના અને રતીએ તરેહવાર જાત જાતના અને રંગ-બે-રંગી ચોકો પુરી દઇ તે જવાનનો આખો ઓરડો લગભગ જાણે શણગારી દીધો હતો. બારણાંઓ અને બારીંઓ ઉપર ફુલની તોરણો ટાંગવામાં આવી હતી, અને કેકીને સગણુ કરવા માટે બીજી પણ સામગ્રી તેઓએ તૈયાર રાખી હતી.

તે સુભ દીવસે આસરે આઠએકને સુમારે ચાર—પાંચ પથાણો તેહમીના રૂસ્તમજી ચોકસીનું ઘર પુછતા આવી લાગ્યા. આ દરેકના હાથમાં કાંઇને કાંઇ નાના મોટા બંડલો અને બોચકાંઓ પકડેલાં હતાં તેઓને પુછતા માલમ પડયું કે તમામ બોચકાંઓ 'કેકી સાહાબ' તરફથી તેવણુને ત્યાં મોકલવામાં આવ્યાં હતાં. તેહેમીનાએ તમામ પારસલોને પોતાનાંજ ઓરડામાં ગોઠવાવ્યાં અને પેલા દરેક પઠાણોને આઠ આઠ આનાં બક્ષીસનાં આપ્યા અને ઘણી ઘણી સલામ સાથે તેઓને વીદાય કર્યો. દરેક પેકેટોની ઉપર નાની નાની નામની કાપળીઓ નીચે મુજબ ચોંટાડેલી હતીઃ—

---

**બાઈ તેહેમીનાં ચોકશી**

તથા

**બાઈ રતનબાઇ ચોકશીને**

કેકી એશબરનરની ભળી ભળી દુવાઓ સાથે.

---

પોતાનાજ નામ નીશાંણુ સાથના આ તમામ પેકેટો આવેલાં હોવાથી આ મા—દીકરીએ તેઓને ખોલીને જોવા સારૂ કાંઇ પણુ વાંધો જોયો નહી. પહેલાં તો તેવણુને કશું સમજ નહી પડયું કે આ બંદલો શાનાં હતાં. પણ જ્યારે તમામ પેકેટો ખુલ્લાં થઇ ચુકયાં ત્યારે તેઓની અજા-બીનો જાણે પારજ નહી રહયો. એક બંડલમાં મખમલ પર તમામ કોતરેલી બે મોંઘી દાટ સાડીઓ તેની ઉપર મેચ થતી પોહળા પટાની તેવીજ તમામ કસબથી ભરી લીધેલી બે કોરો, બ્લાઉઝને માટે તેવાજ સુંદર બે રેશમી કટકાઓ સદરા માટે બહુજ બારીક નેટનો એક આખો ટાકો, બૈરાંઓને બરની રેશમી મખમલની ચાર જોડી સપાટ, બૈરાંઓના રેશમી મોજાં તથા રૂમાલો, આ એક પેકેટમાં સમાઇ જતું હતું. બીજામાં ખાસ ઓરડર આપીને બનાવ્યા હોય તેમ મઘમઘતા ફુલોનાં ગજરાઓ અને તુરાઓ અને બાકીનામાં જાત જાતની અને પમર પમર કરતી તરેહવાર ફરમાસુ મીઠાઇઓ, બે બ્રાન્ડી, બે વ્હીસકી, અને બે પોર્ટ વાઇનની બાટલીઓ પણુ જણુાઇ આવતી હતી. વળી છેલ્લી એક ટોપલીમાં તાજી તરફડતી બોઇ અને છમણાં, બરફની અંદર સીચેલા હતા. દરેક વસ્તુઓ

આંખે ઉડી વળગે તેવીજ હતી. કહોની કે કસર કોઇબી ચીજમાં કરેલી આ મા—દીકરાંને માલમ પડી નહી.

"અરે રે નહી, કાંય બીચારાએ બધો ખુર્દો ખુવાર કીધો હશે વારૂ ? એ છોકરાને કોઇ પુછે ?" તેહમીનાએ અટવટ કરતાં જણાવ્યું.

"હવે માંયજી કરશો શું ? એવણે બીચારાએ ચાહીને મોકલ્યુંછ તે હવે આપુને રાખવુંજ પરશે." રતીએ પોતાનું મત આપ્યું.



## પ્રકરણ—૧૫ મું.

"સાલ–મુબારક દીકરા, એ કાંય બા, શાને માટે બધો આટલા આટલા રૂપાનો હાર વાટલો કરી નાંખ્યો ?" તેહેમીનાંએ કેકીને સાલ–મુબારક ઇચ્છતાં જણાવ્યું. પણ કેકીએ તેના જવાબમાં મોંઘમમાંજ રહી કશોજ ઉત્તર દીધો નહી. "ચાલો આવો, હું આજે માહારા હાથે તમુંને સગન કરૂં." અને તેહમીનાંએ આટલું કહેતાં તેના કપાળ ઉપર કંકુનો ટીલો કર્યો અને ફુલનો એક સુંદર હાર તેનાં ગળામાં ઓળવ્યો. "જીવતા રહેજો અને ઘણું ઘણું સુખ જોજો." ઓવરણાં લઇ અને એક માંવતરનાજ વહાલથી તેને એક કોટી કરતાં તેવણે આ જવાંનને પોતાના આશીશ દીધા, અને તેના જવાબમાં કેકી વાંકો વળી તેવણને પગે પડયો.

"માંયજી, મારી ઉપર તમારી ઘણીજ મેહરબાની છે જે, તમારે લાયકનું મહારાથી કશુંજ બનતું નથી. માફ કરજો. જોવની, આજે મારો ઓરડો કેટલો બધો સરસ રીતે દીપી નીકલ્યોછ, ફુલો અને તોરણોથી કેટલો ફક્કડ લાગેછ ? ખરેખરીંજ મારી ઉપર તમારી ઘણીજ મેહરબાંની છે માંયજી.' કેકીએ પોતાના ખરાંજ જીગરથી તેવણનું ફરીથી અહેશાંન માનતાં જણાવ્યું.

"નહી દીકરા એમ ઘરી ઘરી નાં બોલ્યા કરો, હમુંને ઘણુંજ ખરાબ લાગેછ જો. ચાલોજી, હવે મને જરા ચુલા ઉપરનું જોવાનું છે. અસ્તો આપુને જમવાને ઘણો વખત છે, આપરે બાર સારાબાર વાગે જમવાનું કરશું. બરાબર છેની ?' અને આટલુ જણાવી તેહેમીનાં ત્યાંથી ચાલી ગયાં.

તેવણનાં ગયા બાદ થોડાજ વારમાં રતી ત્યાં કેકીવાલા ઓરડામાં

તેને 'સાલ-મુબારક' કરવા આવી લાગી, પણ કેકી તો પોતાની કબાટ ખોલીને પોતાનાં માં-બાપ અને ભાઈની સબીવાલો કાર્ડ ખુબ ધ્યાનથી જોતો ઉભો હતો. રતી તરફ તેની પીઠ હતી અને તે તેણીને અંદર ચાલી આવતી જોઇ શકયો નહી પણ તેણીનાં પગનો સંચારો સમજતાંજ તેને પાછળ ફરી જોયું તો આ સોહામણી રતીને પેહડેલી આઢેલી જોઇ અતી ઘણો તાજુબ થયો. "ઓ! તમુંને સાલ-મુબારક. માફ કરજો, મેં તમુંને બીલકુલ જોયાં નહી."

"તમુંને બી સાલ-મુબારક. કેમ છોજી? સારી કાંની તો છોઓની? મેં તમુંને છેલ્લી વખતે ઘણુંજ અપમાન કર્યું હતું અને તેથી હું તમારી માફી માંગુંછ, તમારા મનમા કંઇ લાવશો તો નહી ની?" રતીએ આગળ વધી હીંનતથી તેનો હાથ પકડી લેતાં જણાવ્યું.

"અરે નહીરેજી, મારાં તો મનમાં કશુંજ નથી.' કેકીએ નીચી નજરે જવાબ દીધો.

"ચાલો, આવોની, હું તમુંને સગનનો એક ટીલો કરૂં.' રતીએ હસતાં માગી લીધું.

"પણ તમારાં માયજી તો મને સગન કરીબી ગીયાંછ." કેકીએ કંઇક આનાકાંની કરતાં જણાવ્યું.

"હા, તેનું શું? શું મારો એટલો સખુન તમે નહી રાખશો? હું નારાજ થવસ તે તમુને ગમશે કેકી?" અને તેનાં તરફનાં જવાબની કશી પણ રાહ જોયા વગર રતીએ જાણે જબરજસ્તીથી તેને ધરી પકડીને તેનાં કપાળ પર એક ટીલો ખેંચી કાઢી, ઓવારણાં લઇ પોતાની ભલી દુવાઓ કહી સંભળાવી, અને ત્યારે જવાબમાં આ ગરીબ જવાને ગભરાટ અને ઓશીકના મારયાએ ઉપકારનું કાંઈ ભાંગુ તુટ્ટુ કહ્યું ખરૂં જે રતીનાં ધ્યાનમાં કાંઇ બરોબર ઠરયું નહી.

"પણ કાંયજી, તમેએ હમો ગરીબોને માટે આટલી તકલીફ લઇ કીંમતી ભેટ-સોગાદો મોકલી આપી વારૂં? હમુંને ચર્હાને યાદ કીધાં તેથી હું તમારો ઘણોજ મોટો ઉપકાર માનુંછ.' રતીએ ઓશાકથી લાલ થતાં જણાવ્યું.

"અરે નહીરેજી, ઉપકાર શાનો માનવાનો? તમારા લોકોની મેહર માયાજ એટલી મારી ઉપર છે કે હું જેબી તમારા લોકને વરે કરૂં તેટલું

થોડુંજ કહેવાશે." કેકીએ આટલું જણાવ્યું, પણ રતીને લાગ્યું કે કેકીની આંખોમાં ઝળઝળ્યાં ભરાઇ આવ્યાં હતાં.

"કાંયજી, સારે સપરમે દહાડે આંખપાણી કાંય કરેોછ? શું છે મનેજ નહી કહો કેકી?" રતીએ ખટીખટીને તેનું કારણ જાણવા માંગ્યું.

'અરેજી તમે બોલોજ ના, હું ગઇ કાલે મારા માંયજીને હોંશે કરે મળવા ગીયો, તે તમે શું ધારોછ? તેવણે મને કેવો સરપાવ આપ્યો? તેવણે મને હડધુત કરી તથા મોહનામાંથી ખરાબ ગાળ-બોલ દઇ મને ધુતકારી કહાડયો. બોલોજી, હવે મને તેનો બરાપો નહી કરવો પરે વારૂં?" કેકીએ વધતાંજ જતાં આંસુઓ સાથ ચલાવ્યું.

"કાંઇ નહીજી, તમે ધીરા પરો ને ધીરજ ધરો. હમે કેવાં તમારી સંભાળ લેવાવાલાં છઇયે? શું હમે મરી ગીયાંછ? કેકી, હું કેવી છેઉં? ઓ કે તમને હું એવણ સામે ઉસ્કેરતી નથીજ, પણ જ્યારે એવણ જેવા એક હીણુ લાગણીનાં તમારા માંય તમારી કશી કદરજ નહી પીછાંણી જાણે તે બાઈ કામનાંજ શું? ચાલો ઉઠો જોઉં, પાણીએ જરા મોંહનું છાંટી લેવો. એમ સારા સપરમે દીવસે કદી આંખપાંણી નહી કર્યે! મારૂં બી કહયું તહમે માનસો કે નહી કેકી? સારે દીવસે તો ખુદા પાસે સારૂં સારૂંજ માંગવાનું, સારૂં માંગે તોજ સારૂં મલે; જાઓ, મોંહનું ધોઈ આવોની, જોઉછતો." રતીએ તે ભળા જવાનનો બરડો અને માંથું પસવારતાં ઘણો ઘણો સમજાવી અને મનાવી લીધો, અને તેને ધીરજ આપતી હોય તેમ તેણીએ પોતાના પાસાંમાં પણ દાબ્યો.

આ મનમોહણ છોકરી રતીને એક એવી કીશમની જોરાવર અને પવીત્ર લાગણીઓ આ ભોળા બટાક જવાંન તરફ થઇ આવી કે જેવી અગાઉ કોઇબીવાર કોઇબી બીજા જવાન તરફ અવી તીવ્ર લાગણી થતી તેણીએ કદીપણ અનુભવી હતી નહી. તેણીને આ ઓલ્યોગપાટ પણ નેકી નીતીનો ચોખ્ખો જવાન બહુજ ગમી ગયો હતો. અને વળી તેણીએ બારીકીથી પોતાનું અવલોકન કરી લીધું કે સેંકડોમાંથી તો શું પણ હજારોમાંથી ફકત કદાચજ એક આવો ગુણવંતો, નમનતાઇવાલો, નીતીનો સાફ, અને દીલનો તમાંમ ભોળો જવાન પહેલી હરોળમાં નીકલી આવી શકે. અને ત્યારે પરોણામમાં આ સુંદર રતી તેણી તરફ જોઇયે તે કરતાં જયાદાજ તેની તરફ ખેંચાઈ તણાઇ ગઇ.

~~~
~~~

## પ્રકરણ—૨૬ મું.

તે પોતાનો ચેહરો ઠંડાં પાણીએ જોકે ધોઇ તો આવ્યો પણ રતીએ તપાસ્યું કે તેની આંખો હજુંન તુલીક લાલ લાલ હતી.

"જી તમે જરા આજે આતશબેહેરામ કાંય નહી જઇ અયા ?' આ સવાલ પુછવાની રતીની એક ખાસ નેક મતલબ હતી, તેણીએ ધાર્યું કે અગરજો કેકી આતશબેહેરામ જવા કબુલ થાય તો તેની સાથે પોતે બી જવા તૈયાર થાય, અને બની શકે તો વધું ને વધુંજ તે જવાનનાં સમાંગમમાં આવતી થાય. તેણીએ ઘણુંજ બારીકીથી અવલોકન કરી લીધું હતું કે આ કેકી જાણે તેણીથી કંઇક બીહતો ધ્રુજતો હતો અને તેણી સાથ વાતો કરવાને વટીક ઘણો ઘણો લજવાતો અને ઓશકાતો હતો, અને ત્યારે તેને કાંઇ ને કાંઈ મસે વાતો કરાવી તેની સાથ ઘણીજ છુટથી ભેળાઇ જવાનીજ રતીની પાક અને નેક નીશતા હતી.

"જી, હું આજે સહવારનાંજ જઇ આયોજી, માહારો રોજ આતશબેહરાંમ જવાનો તો ધારોજ છેજી, હું ગઇ કાલે આતશબેહરાંમ થઇનેજ તો માહારાં માંયજીને મળવા અને તેવણને સમજાવી પટાવીને પાંચસો રૂપ્યા આપવા ગયલો, રૂપ્યા તો તેવણે રાખી લીધા પણ મને તો ઢકેલો મારીને—' અને આટલુંજ બોલતાં કેકીએ પોતાનું સર ટેબલ ઉપર પટકી નાંખી એક નાંદાન બચ્ચાંની માફક પોકે પોક રડવા લાગ્યો.

"અરે કેકી—મારા કેકી જા બા, એ શું લેઆ કાહરોછ ? ખોદાને ખાતર મુંગા રહી જાઓ. આટલું મારૂં કહ્યું માનો ? મને મુવેલી જોવ જો કેકી !" અને તેણી કેકી આગળ લગોલગ ઉભી રહી જઈ ઘણીજ માયાથી તેનો બરડો પસવારવા અને તેને ધીરજ આપવા લાગી. રતી તે જવાન તરફ હવે કોઇ અજાએબ લાગણીઓથી ખેંચાઇ તો ગઇજ હતી, પણ આ વાર તો કેકીની ઘણીજ દયા ઉપજાવવા જોગ હાલત જોઇ તેણીના મન ઉપર જાસ્તીજ અસર થઈ આવી. તેણીએ તેનો બરડો પસવારવાનો ચાલુજ રાખ્યો હતો અને પોતાની સમજાવત પટાવત પણ હજુન તુલીક ચાલુજ હતી.

"જોઉં, મારી સામું જોવની કેકી ? મારી સાથ વાત કરોની જોઉં ? અરે, મારી સાથ વાત કરવા તમુને નથી ગમતી ?" રતીએ તેના તરફ વાંકી વળતાં પોતાની ઉભરાઈ આવેલી લાગણીઓના જુસ્સાઓ સાથ સવાલો પર સવાલો કર્યાં અને સાથે સાથેજ પોતાના બન્ને નાજુક હાથોએ

તેનું સર એકજ ઝટકે પકડી લઇ તેના કપાલ ઉપર એક નરમ કીસ લઈ લીધી. આ નરમ ખવાશના જવાનને ગમ કરતો જોઈ તેણીનું નાજુક જીગર બળી જલીને ખાખ રાખ થઈ ગયું હતું. આ ભોળા ભાળા જવાન તરફ તેણીનું કોમળ હૈયું ઘાયળ થઇ ચુકયું હતું. અને જેમ જેમ તેણી વાતોની બીત્તરમાં તેની અંદરતીજ ઉતરતી ગઇ તેમ તેમ તેની તરફની પવીત્ર લાગણીઓમાં જાણે ઓરબી વધારો થતો ગયો.

"આંઉ જરા હસ્તું મોહનું કરોની કેકી? મારૂં બોલેલું તમુને નથી ગમતું શું? જાઓ ત્યારે તો હું અહીંથી ચાલી જાઉંછ, જાઓ એખલા એખલા બેસીને રડયા તતરયા કરો અને વગર ફોકટના બરયા જરયા કરો." અને રતીએ પોતાની આખોમાં ઉભરાઈ આવેલા આંસુઓ ખખેરી નાંખી જાણે ત્યાંથી રૂસાઇને ચાલી જતી હોય તેમ જુઠી સાચ્ચી ધરપચ કરી જોઇ.

"અરે નહી નહી, જો રતનબઇ, જો વળી એમ મારા ઉપર ગુસ્સે નાં થઇ જાઓ, ને મને મુકીને એમ ચાલી ના જાઓ. મને મારાં માયજી યાદ આવી જાયછ તેથી મન તો લાગો આવેછ, બીજું તો કાંઇજ નથી." કેકીએ ઘણાજ કાલાવાલા કરતા માંગી લીધું.

"હું કબુલ કરૂંછ કેકી, કે તમુંને તમારા વહાલા માયજી યાદ આવેછ, પણ તમારી તરફ તેવણુની જરાકબી લાગણીજ નથી અને તમુંને બેકસુર હાડમાર કરેછ ત્યારે તો થોડો વખત તમારે ચુપ થઇને બેસવુંજ જોઇએ. જો જો, એવણુ પોતાની મેળેજ કોઈ દીવસે ઠોકરાશે અને પછી પસતાવો કરતાં તમારીજ પાસે ચાલી ચલાવીને આવશે. મારા બોલને તમે યાદ કરજો. અને જો તેમબી નહી થશે તો આપણે તેનો ઇલાજ શોધી કહાડશું. કાંય એખલા એખલા બેસીને અમઠો જુઠો બરાપો કરયા કરોછ ને સોહી પાણી બારયા કરોછ. ખરી વાત છેની?" રતીએ તેને વાજબીજ સમજ આપતાં જણાવ્યું.

"જી હા, તમારૂં કહેવાનું બરોબર છે. તમારા કહેવાથી મને ઘણીજ ધીરજ આવીછ, અને હવે હું તેનો વીચારબી કરવાનો નથી." કેકીએ રતીને રાજી રાખતાં સેહજ હસીને જણાવ્યું.

"અરે પણ ખરા જો, હું તમારે વરે તમારાં વરસની એક ઘણીજ નજીવી પ્રેઝંટ લાવીછ, તે કબુલ રાખશો કેકી?" હવે રતીએ પોતાના

બ્લાઉઝમાંથી લાલ કાગળમાં વીંટાળેલી એક નાની અને ચળકાતવાળી વસ્તુ તેનાં હાથમા આપતાં જણાવ્યું. "આય નાની લોકેટ ખોરદેહ-અવસ્તા છે. હું ધારૂંછ કે તે તમને જરૂરજ પસંદ પડશે. તમોએ હમારે વાસ્તે મોકલેલી મોધામાંની પ્રેઝંતો કરતાં તો આય ઘણીજ નજીવી કહેવાય, તોબી માહારી તરફથી એટલી કબુલ રાખો."

"જરૂર જરૂર, આવી એક કીમતી ભેટને હું ખુશીથી કબુલ રાખુંછ, એ તો આપગ પાક પવીત્ર ધર્મની ચોપડી છે એટલે મને વધતીજ તે ગમશે. એને તો હું માહરાં જીવની કાંનીજ સાચવીને સંભાળી રાખશ." કેકીએ ખરાં જોશથી જણાવ્યું.

રતી આટલો વખત સુધી તો આ જવાન માટે પોતાનાં નાજુક જીગરમાં જુદીજ પણ પવીત્ર લાગણીઓ ધરાવી વાતો કરતી આવતી હતી પણ આ ભોળો ઢોળો જવાંન તો પોતાના હમેશનાંજ જેવા નીખાલેશ અને સ્વચ્છ દીલમાં તેનો કાંઇબી ભેદ પાંમી શકયો નહી. તેણીએ ઘણો ઘણો બી લાંબો વીચાર કરી જોયો કે આ ભળા અને ભોળા કેકીને પોતા તરફ કેવી રીતે ખેંચવો, પણ તેણી કાંઇબી ચોક્કશ નીર્ણય ઉપર તે વીશે આવી શકી નહી. તેણીએ વળી જોઇ લીધું કે તેણીજ પોતે તેને વાતો કરાવતી હતી તોજ તે આગળ ચાલતો હતો, તે પોતા તરફથી તો કાંઇબી વાતની શરૂઆત કરતોજ હતો નહી.

"ચાલો, ત્યારે હવે તમે ખુશીજ કેવની! જો જો હં, વરી બરાપો જુરાપો કરતા બેસીના જતા. ચાલો હવે હું જાઉં? તમારી રજા છેની? માયજી બીચારા વાર જોતાં હોશે." રતીને મન કે ત્યાંથી ચાલી જવા તો નહીજ ગમતું હતું, પણ હવે જયાં વગર જાંણે તેનો છુટક ન હતો.

'જી હા, બેલાશક સીધાવો, તમારી મેહરબાનીની માટે હું ઘણોજ ઉપકાર માનુછ.' કેકીએ રજા આપતાં જણાવ્યું.

"જો કામ થઇ ગીયું હોશે તો હું પાછી આવશ, હું પાછી આવશ તે તમુને ગમશે કેની? બોલોની?" ત્યાંથી જવાની આનાકાની કરતાં તેણીએ જણાવ્યું અને તેમ કરતાં તેનો જમણો હાથ તેણીએ પોતાના બન્ને હાથોમા ધીરેથી સીકડી લઇ તે ઉપર એક કીસ કીધી.

"મેં કીસ કીધી તેમા તમુને કાંઇ વાંધો તો નથી ની કેકી?" તેણીએ ઇંતેજારીથી પુછયું.

"અરે નહીરજી, વાંધો આવો હોય !" તે બોલ્યા અપારે કંઈપણ વીચાર કરયા વગર પોતાના સાફ દીલથી જણાવી દીધું.

"જોઉં ત્યારે કેકી, એક કેસ મનેબી કરો મનેબી કશોજ વાંધો નથી." અને આમ બોલતાં રતી પોતાનો ગાળ તેના હોથોની છેક લગોલગ આગળ કરી ઉભી, અને ત્યારે કાંઇક આણાકાની સાથેજ કેકીએ સુંદર રતીના ગાળ ઉપર એક નરમ બોસો લઇ લીધો તેવામાજ—ઓ તેવામાંજ તેહેમીના નહી ધારેલાં આ બન્ને જવાનો આગળ ફુટી નીકળ્યા.



## પ્રકરણ—૧૭ મું.

રતીને કેકીએ કીસ કીધી તે આબાદ તેવણે જોઇ લીધી, તેહેમીના તો બીચારાં કશીબી માહીતી વગર રતી, જે ઘણીવારની આ કેકીવાલા ઓરડામાં રોકાઇ રહી હતી તેને હવે પછી બોલાવવાની મકસદથીજ માત્ર આવ્યાં હતાં પણ આ ન ધારેલો દેખાવ જોઇને તેવણ તો પત્થરની માફક ત્યાંજ સજડ થઇ ઉભાં. કેકીને પણ કાંઇક ખશીયનું તો લાગ્યું ખરૂં પણ તોબી તે સહેજ પણ ગભરાયલો દીસ્યો નહી. તેમજ રતીની પણ હાલત એક કઢંગી તો થઇજ પડી પણ પોતાનાં માયજીને પાછળથી પોતાનો નેક વીચાર હીંમતથી જણાવી દેવા હાલમાં તો તે ખામોશજ રહી.

"અરેરે, ચાલની રતી કેટલો વાર ? જમવાનુંબી તૈયાર થવા આવ્યું ને ?" જાણે કશું બનવાજ પામ્યું નહી હોય, અને પોતે કશુંજ જાણુતા અને જોયુંજ નહી હોય તેજ મીશાલે તેહેમીનાંએ જણાવ્યું. અને ત્યારે એકબી બોલ વધું બોલ્યા વગર રતી ત્યાંથી ગુપચાપ વહેણાં વાવી ગઈ.

"કુમ કેકી દીકરા, જમવા ચાલશોની મરૂં ? ખાનું તૈયાર છે જો." તેહમીનાએ ખુશ મીજાજમાં સમજાવ્યું.

"હા માંયજી; હું જરા મોહનું હાથ ધોઇ કરતી કરીને ઓય આયો" કેકીએ જણાવ્યું અને તેહમીનાં ત્યાંથી બહાર પડયાં.

કેકીનાં ઓરડામાંથી નીકળી આવી. તેવણ સીધાં રતીને શોધતાં તેણીના ઓરડામાં ધસયાં.

"એ રતી, તું મરેરે એમની એમ, મરે તેં આસ શું—"

"અરે જો માંયજી, મારા માંયજી" રતીએ તેવણુને આગળ બોલતાં

એકદમ અટકાવી દઇ ચલાવ્યું. "અરે બે માંયજી, હું મારા સત ધરમથી કેહુંછ, હું મારી નેક મનશાનીથીજ બોલુંછ કે એમાં ગલીચી કે પાપ કરવા જેવું મેં કશુંજ કીધું નથી. પરવરદીગાર મારો સાક્ષી છે, એ મને ગરીબ અને ભોળો છોકરો ઘણોજ ગમેછ. કાંઈ નહી, ગમે તેવો હોય–શીખેલો નથી, ભણેલો નથી, ઓલ્યા ગપાટ જેવો હોય, જેલમાં જઇ આવ્યો હોય, કહોની કે ગમે તેવો બી હોય પણ માંરી નેક નજરમાં તો મને એ ઘણોજ લાયક માલમ પરેછ. એ ભોળા–બટાકમાં એક નજીવી જેવી બી એબ નથી. તમે તો કબુલ કરશોજ માંયજી–માહારાં માંયજી—"

'પણુ મરે—"

"એ તમારૂં મરે ફરે તો હમણાં તમારી પાસેજ રહેવ દેઓ. તહમે વચમાં કાંઈજ બોલતાં નાં. મારૂં પેહલે જરા સમજી લેવો માંરાં માંયજી, અને પછીથીજ તમે તમારા વીચારો બેલાશક મને જણાંવજો. તમે કબુલ તો કરશોજ માંયજી, કે આય કેકી લુચ્ચો નથી, લફંગો નથી, હરાંમખોર નથી, બદચાલનો નથી, કે ખરાબ દયાનતનો નથી. કેહોની માંયજી કે હું તો એનાંમાં એકબી અવગુંણ જોઇ શકતીજ નથી. પછી તમુંને વાંધો શાંનો હોઈ શકે, માંહરાં માંયજી? તમે તમારાં પાક યકીનથીજ અને ખોદાને હાજર નાજર જાણીનેજ તમારૂં સાચે સાચુંજ મત આપજો માંયજી." રતીએ એવી તો અસરકારક રીતે અને પુરછટાથી આ જવાંન કેકી વીશેનું પોતાનું વાજબીજ મત દરશાવ્યું કે ખુદ તેહમીનાં પણ બે ઘડી હેરતજ થઇ ગયાં.

"પણુ દીકરી મારી, તે તો બધું ખરૂં, મને પોતાંને બી આ છોકરો તો પેહલ્લે ઘરથીજ ગમતો આયોછ તે તો તું સારી કાંનીજ જાંણેછ. મારી દીકરી, શરૂઆતમાં તો તુંજ મને તાંણાં–ટપલા મારતીતી, અને હવેજ તારી નજર ઊંચડી તે જોઈ અને જાણીને હું ઘણીજ ખુશી છેઉં રતી. પણુ, બીજું બધું તો બાજુ રહ્યું, તે એની કાંઇ રાજી મરજી પુછી જોઇછ? એ શું ખરી ખંખારીને કહેછ કે? કે તું તારા મનમાંજ મલીદા ખાઈ ને ઘેરનાંજ ઘંઆર કરે છ?" તેહમીનાંએ પોતાની વાજબીજ દલીલ પોતાની દીકરીને કહી સંભળાવી.

"તેમાંજ જરાક મુશકેલી છે માંયજી. કારણુ આ કેકી એટલો તો

દીવસે કર્યો હોય એમ હું માનવાને સાફ નાં પાડૂંછ." રતીએ પોતાનું ચોખું મત આપ્યું.

"ત્યારે પછી ? મને પોતાને તો કોઈજ જાતનો વાંધો નથી. તારાં ધનભાગ્ય હોય કે આવા એક લાયક અને અસરાફ છોકરાનો તું હાથ મેળવવા પામે. પણ કાંઇ નહી, તું ફીકર નાં કર દીકરા, જો તારો આય નેક વીચાર જો પકકોજ હોય તો આય કેકીને સમજાવવાનું કામ મારૂં છે. અને એ ના કહેશેજ નહી. મારી ખાતરી છે." તેહમીનાંએ છાતી ઠોકી ખાત્રીથી જણાવ્યું.

"માંયજી, તમે ગીયા પછી બીચારાએ જાંણે કેટલો ખરાપો કીધો જો ! કહેછ કે પોતાંની માંયને પટાવી સમજાવી ને હોંશેકોરે બીચારો તેવણુને પાંચસો રૂપ્યા આપવા ગીયો, તે તમે માંનશો માંયજી, કહેછ કે આય કમજાત બાઇએ રૂપ્યા તો રાખી લીધા પણ બીચારા આ અશરાફ દીકરા જેવા દીકરાને ઢકેલા માંરી માંરીને ઘરમાંથી બહાર કાહડી મુકયો. કોણ જાંણે મુંઇ માય જેવી માંયનો જીવજ કેમ ચાલ્યો હોશે ? હવે તમેજ વીચાર કરો માંયજી કે આ બીચારાને લાગે નહી ? એ તો મેં એ ગરીબ જેવાને ટાહારો મીઠો રાખીને સમજાવી પટાવી લીધો." કેકીનો બચાવ કરતાં રતીએ જણાવ્યું.

"બસ મુંગી રહી જા, રતી. હું ધારૂંછ કે કેકી આવેછ, ચાલમાં પગલાં સમજાયછ."

અને ખરેખર કેકીજ હવે આવી લાગ્યો હતો.

"કેમ માયજી, તમે મારે સારૂ ખોટી તો નથી થતાની ?" આવતાંની સાથેજ તેણે પુછ્યું.

"અરે નહી રે દીકરા માંરા, તમારી મરજી હોય તો આપરે જમવાનું કઢાવશે ?"

"જેમ તમારી મરજી, માંયજી મારો કાંઇ જમવાનો ચોક્સ ટાઇમ નથી. કોઈ દહાડે કેમ ને કોઈ વખતે કેમ એતો જેવું કામ."

અને તેઓ ત્રણે જણુ ખાનું લેવા ગોઠવાયાં.



## પ્રકરણુ—૧૮ મું.

તેઓ ત્રણે જણાં ખાનું લેવાં બેઠાં.

તેઓને જમતાં અને એલાર પેલારની વાતો કરતાં ખાસો એક આખો કલાક નીકળી ગયો.

"કેમ દીકરા કેકી, આપણે જમી તો રહ્યાં, હવે શું કર્યે? તમે એકુ કલાક આરામ કરી ઉઠો, પછી ચાહની વખતે હું તમુંને ઉઠારસ. કેમ?" તેહમીનાંએ સુચવ્યું.

"અરે નહીરે માંયજી, આરામ શાનો લે? આપણે બેસીને જરા વાતજ કર્યે. એવી ફુરશદ મને કાંઇ ધરી ધરી થોડી મલેછ જે તેની વાત?" કેકીએ જણાવ્યું.

"ઓ ત્યારે તો જેમ તમારી મરજી દીકરા. વાત કરશું તો આપણોબી વખત જરા નીકળી જશે." તેહમીનાંએ જણાવ્યું.

"માંયજી, તમે લોકો વાત કરો તેટલાં હું જરા મારી સારી પર કોર મુકી આઊછ." રતીએ મોઘમમાંજ પોતાના માય તરફ જોયું. જાણે કે તેણી તેવણુને એમ કહેવા માંગતી હોય કે 'તમે જરા વાત જરૂર છેડજો.'

"ઓ, શું આજે એવણુ પેલી નવી સાડી પહેરવાનાં છે શું? જરૂર તે આજેજ પહેરજો. જરા હું તો જોવું કેવી લાગેછ તે!" ઉલટમંદ થતાં કેકીએ જણાવ્યું.

"શું પેલી તમારાવાલી સાડી? હું આજે પેહરશ તો તે તમુંને ગમશે કેકી?" રતીએ તેટલીજ ઉલટમંદ થઇ પુછયું.

"અરે હારે રતનબઈ, કાંય નહી ગમશે? જરૂર ગમશે. પેહરજોની. રાખીને શું કરવાનાં છેઓ? અચાર ભરવાનાં છેઓ? પેહેરીજ દેવોની." કેકીએ તેટલાજ ઉલટમંદ થતાં હસીને જણાવ્યું. અને ત્યારે રતી ખુશાલીમાં આવી જઇ ત્યાંથી પોતાનાં ઓરડા તરફ ચાલી ગઈ.

"મરે એતો મોંઘામાંની સારી છે જો." તેહમીનાંએ જણાવ્યું. "લગણ વીહવાએ પેહરવા લાયકની છે. વરી કોરબી તેટલીજ મોંઘામાંની છે. કાંય અમથો ખરચ કીધો દીકરા? તમેબી જ્યારે પરણો ત્યારે તમારી બૈરીને વાસ્તેબી એમાંનીજ સારી ને કોર લેશો કે—"

"અરે! માંયજી આપરે પરણ્યા ને દાહારા પાકા! માહારા જેવાને પેહલ્લાં તો બૈરી આપેજ કોણ?"

"અરે કેકી દીકરા, તમુંને કોઈ પોતાની બૈરી થેરી ઉચકીને આપ-

વાનું છે? આપે તો પોતાની છોકરી આપે તેજ તો." અને તેહમીનાં પોતાની ગટમાં લોટતાં ધુમ હસ્યાં.

"અરે તે જે હોય તે. પોતાની છોકરી બી કોણ મને આપવાનું છે? પેહલાં તો હું જેલમાં જઈ આવેલો છેઉં તે સમજતાંજ કોઈ શરૂઆતમાં ભરકીને નાહાસી જાય." કેકીએ પણ હસતાંજ જણાવ્યું.

"અરે જાઓરે જી જાઓ. એજ તો તમારી મોટી ભુલ છે. એ કંઇ જેલમાં જઈ આવેલું કહેવાયજ નહી. અંદર શું ભરમ છે તે લોકો મુવાં શું જાણે? કાંઈ નહી કેકી, તમે ફીકર ના કરો, તેનો બંદોબસ્ત હું કરશ. હું તમારે વાસ્તે એક એવી છોકરી શોધી કાહડરૂંછ કે તમારૂં ઘેરનું ઘેર સચવાય ને દરેક વાતે તમારી અદરકદરની થહને રહે. હવે તમે કાંઇ નાહલા થોરા છેઓ જે તેની વાત. હું તમુંને ખોટી સલાહ થોડી આપુંછ જે? તમારાં જેવા ઉંમરનાંએ તો એમ એકલી અટુલી જીંદગી ગુજનરવીબી નહી જોઇયે. ખરાબ લાગે. કેમ? હું કેહુંછ તે ખરૂં છેની કેકી દીકરા?"

"હા માંયજી તમારૂં કહેવાનું તો બરોબર છે, પણ હું કાંહાં એ બધી ખટરાટમાં પરવા જાંઉ?" કેકીએ શકમંદ થતાં શરમનાં મારથાએ નીચી મુંડીએ જણાવ્યું.

"અરે પણ દીકરા મારારે, એ બધી ખતરાત કરવાનું તમુંને કહેછ કોણ? શું તમુંને મારામાં વિશ્વાસ નથી? શું હું કાંઇ મરી બરી ગઇછ?" તેહેમીનાં આ બધું સમજાવતાં હતાં, પણ તેવણુનાં દીલનો ભેદ શું હતો તે આ ભોળ્યો ગપાટ બીલકુલ સમજી શકયો નહી. તે તો હમણાં તુલીક એમજ સમજતો આવ્યો હતો કે તેવણુ તો ફકત દુન્યાદારીની સાધારણ વાતો તેની સાથ કરતાં હતાં.

"ઓ, નહી નહી, માંયજી એમ નાં બોલો, તમારામાં મને પુરેપુરોજ વીશ્વાસ છે. તમારા જેવી મેહરબાની આજ તુલીક કોઇએબી મારા ઉપર બતાવી નથી. હું તો તમારા ઘરમાં ઘણોજ સુખી છેઉ, અને તમે જેબી કરશો તે મારા લાભનુંજ કરશો તે હું સારી રવેસે જાણુંછ."

"કેમ બા, શું વીચારમાં બેઠાછ કેકી?" તેહમીનાએ થોડીક ચુપકીદી પછી પાછી ચીંમારી મુકવી ચાલુ કીધી. તેવણે બહુજ બારીકીથી જોઈ લીધું કે આ ગરીબ અને કાંકણો જવાન મોટે ભાગે તો તેવણુની તરફેણમાં બનાઇ ચુકયો હતો. વળી તેવણુ પોતાનાં મનને એમ પણ સમજાવતાં હતાં કે તેવણુ પોતે કશી રીતનું ખોટું પગલું તો ભરતાં હતાંજ નહી. આ તો એક

ભલાઈનુંજ કામ તેવણ કરતાં હતાં. અને તેમ્ની વળી ખુદા વાજબીજ હતુ. પણ તેવણ પોતાનાં દીલમાં એકજ ફીકર કરતાં હતાં, તે એ કે તેવણ કેકીની આગળ અદરાવા પરણવાની વાતો કરે અને તેથી રખેને આ છોકરો એક ચોંકેલા ઘોડાની માફક ભડકી જઇ દુરનો દુર નાહારતો ફરે તો? પણ નહી, ખુદાના હુકમથી વળી તેવુંબી કાંઈ બનવા પામ્યું નહી અને તેથી તેવણ ઑરબી સંતોષ પામેલા દેખાયાં.

"ઓલોની કેકી, શું વીચારમાં છેઓ? કાંઇ ઘણોજ લાંબો વીચાર કરોછ? અરે એમાં વીચાર શું કરવાનો છે દીકરા?" તેહમીનાંએ હવે તેનો પીછો જાણે છોડયોજ નહી.

"અરે નહીરે માંયજી, વીચાર શાનો કરે? તમે જેમ કહેશો તેમ હું કરવાને તૈયાર છેઉં. મારી સંભાળનું લેનારૂં તમારા સીવાય બીજુ કોણ છે જે તેની વાત?" કેકીએ જણાવ્યું."

"તારે તો બસ. હું તમારે લાયકનીજ એક મજાની જેવી છોકરી શોધી કાહાડુંછ, તમે બસ બે ફીકર રહો."

"તમારી મરજી પરે તેમ કરો માંયજી હું તો બા તમારે આસરે પરેલો છેઉં. મારો તોબી તમેજ અને જીવારો તેબી તમેજ. મને આસરો છે કોણનો જે તેની વાત?" હવે સેહજ ઉલત પકડી કેકીએ જણાવ્યું.

"બસ, હવે કેવા ડાહયા લાગોછ? ચાલો હવે આપરે ચાહ પી લહયે, વાતમાં ને વાતમાં સારા ત્રણ બી થઇ ગયા તે માલુમ પરયું નહી." તેહમીનાંએ હવેજ જરા છુટકારાનો દમ ખેંચ્યો.

તેટલાં રતી ચાહ પણ લાવી હાજર થઇ અને ચાહ લીધા બાદ કેકી પોતાનાં ઓરડા તરફ વળ્યો.



## પ્રકરણ—૧૯ મું.

આસરે પાંચએકનાં સુમારે રતી ચોક્શી પેહડેલી ઓઢેલી થઇને કેકીવાલા ઓરડામાં આવી ઉભી ચૌદશનાં ચાંદને પણ લજવાવે તેટલી દીલકશ અને સુંદર તેણી આજે લાગતી હતી, કેકી તરફથી ભેટ આવેલી મોંઘામાંની સાડીમાં તેણી હાલમાં સજ્જ થઇ આવી હતી, અને તેણીનો મધુર અને મનમોહક મુંખડો એટલો તો પુર ઝલકાટનાં બહારમાં દીપી નીકલ્યો હતો કે તેણી જાણે નકરી આકાશ પરની ઇંદ્રના દરબારની એક અપસરા જેવી દીસ્તી હતી. રતી જયારે આ જવાંનનાં ઓરડામાં આવી

આવી ત્યારે કેકી બારીની બહાર જેતા ઉભો હતો. પણ સેહજ સંચારો સાંભળતાંજ તેને પાછું ફરી જેતાં નહી ધારેલી રતીનેજ ત્યાં ઉભેલી જોઇ લીધી અને તેની અજાયબીનો જાંણે પાર રહ્યો નહી. આંખે ચીત્રી આવી જાય તેવા તેણીનો મોહક અને દીલચસ્પ દેખાવ જેતાંજ તે ગોયા પાંણી પાંણી થઇ ગયો અને શરૂઆતમાં તેણીની આગળ શું બોલવું તે પણ જાંણે તેને સમજ પડયું નહી.

"કેમ કેકી શું કરોછ?" રતીએ આ જવાનનો ગભરાટ આબાદ જોઇ લીધો, પણ તેને હીંમત આપવાની મતલબથી તેણીએ હસીનેજ પુછયું.

"ઓ, આવો રતનબઇ." તે ત-ત-પ-પ થઇ જઇ ફક્ત આટલુંજ બીચારો બોલી શકયો.

"જી હા. પણ એ વરી શાંનાં વીચારમાં તમે ઉભેલા, કેકી? મને ખરૂંજ કહોની જેઉ?" રતીએ તેની લગોલગ ઉભી રહેતાં સવાલ કર્યો.

"અં, હા વીચાર—નહી વીચાર તો કંઇજ નહી, પણ—"

"ઓ, જે કેકી, મને ઉડાવતા નાં. ખુદાને ખાતર ખરૂંજ બોલજે, હા, હા ખરા, હવે હું સમજી. તમે કોઇ છોકરીનાં વીચારમાં છેઓ નહી? મને માયજીએ બધુંજ કહ્યું," તેને બોલતો અટકાવી દઇ રતીએજ પાછો સવાલ કર્યો.

"હાજી, તમારૂં કહેવાનું ખરૂંજ છે. હું હાલમાં તેનાજ વીચારમાં ઉભેલો હતો. તમારાં માંયજીનો સખુન મારે રાખવોજ જોઇએ, નહી તો હું નગુણો કહેવાઉં." કેકીએ સહેજ હસતાં જણાવ્યું.

"પણ કેકી, એમ જે વીચાર ને વીચારજ કરયા કરશો તો તેનો છેડોબી નથી આવવાનો." રતીએ તેને ગોળ ગોળ ફેરવીને પોતાની મતલબની વાત ઉપર લાવતાં જણાવ્યું.

"પણ ત્યારે હું કરૂં તેબી શું? મને તો કાંઇ સમજબી પડતી નથી." મુંઝવાડામાં પડી જતાં કેકીએ જણાવ્યું.

"હું તમુંને, તમારેજ લાયકની એક છોકરીની ભલામણ કરૂં તે કબુલ કરશો કેકી?" રતીએ હવે જરાબી ઓશકાયા વગર તેને સીધો સવાલ કર્યો.

"હા, રતનબઇ તમારે ખાતર મને તે કબુલ કરવુંજ પડશે, બોલો."

"જે જો, પછીથી ફરી ના જતા અં?"

"અરે નહીરેજી, શું કામ ફરી જાઉં? હું એમ જે ફરી જાઉં તો તમારા મનમાં કેટલું ઓછું આવશે!" બોળા કેકીએ જણાવ્યું.

"હા કેકી, બરોબર બોલ્યા. મારા મનમાં ઘણુંજ ઓછું આવશે જો! અને જો એટલો મારો શખુન નહી રાખશો તો હું તમારી સાથ કદી પણ ચ્યહને વાતબી કરવાની નથી." રતી ઘણીજ હીકમતથી તેને રાહ ઉપર લાવતી હતી.

"નહીજી, તમે એમ ગુસ્સે ના થઈ જાઓ."

"નહી કેકી, હું ગુસ્સે થતી નથી, તમારી ભુલ છે. ત્યારે મને પાછું ખરી ખંખારીને કહી દેઓ કે હું તમારેજ લાયકની એક કોઈ છોકરીની સીફારસ કરૂં તે તમુંને કબુલ છે? સત જાણજો કેકી, કે મારી કાંઇ તમારી ઉપર જબરદસ્તી નથી, એ તો તમારી ખુશીનો સોદો છે."

"નહીજી બોલો, બેલાશક બોલો; હું જાણુંછ કે તમે માંહરાં ભલાં માંટેજ બોલશો."

"ત્યારે જાણે કે તમે તે છોકરીને કબુલ કરશોજ?"

"જી હા, કબુલ કરશ. હું તમુંને ખાત્રીથી કેહુંછ કે તે ગમે તેવી હોશે; લુલી હોય, લંગરી હોય, કાંની હોય, કે ખુંધી હોય; ગમે તેવીબી હોય, પણ તમારો શખુન રાખવા સારૂ મને તેને કબુલ કરવીજ પડશે." રતીને તાહડી મીઠી રાખતાં કેકીએ જણાંવ્યું. અને રતી આ ભોળેમીંયાંનો જવાબ સાંભળી બેએખત્યાર હસી પડી.

"એમ, એટલી બધી હીંમતથી તમે કેહોછ?"

"જી હા. હું છાતી થોકીને હીંમતથીજ કેહુંછ."

"અરે નહી નહી કેકી, તમે ધારોછ કે આવી એક સુરતાની છોકરીની હું તમુંને ભલામણ કરી શકું બી? નહી, કદી નહી, પણ ત્યારે તમુંને મારી પસંદ કીધેલી છોકરી કબુલ છે, એમજ કેની?" રતીએ બંકે કરાંવતાં પુછ્યું.

આ સીધ્ધા અને સાદા કેકીને ઇનશાફ આપવા ખાતર ખાસ કરીને કહેવું પડે છે કે તે બીચારો સેહજે બી ખ્યાલ કરી શકયો નહી કે આ છોકરી–રતી, પોતાંનીજ ગતમાં લોટી ખુદ પોતાંનેજ માંટે આ સઘલું તેને કહી સંભળાવેછે, તેને તો કોઇબી રીતે રતીને રાજીજ રાખવા સારૂં તેણીનીજ પસંદગીની છોકરી કબુલ કરવા તે ભોળોભટાક છાતી થોકીને તૈયાર થઈ ગયો હતો.

"હાજી, દીલોજાનથી કબુલ છે, હવે કંઈ છે?"

"જોઉં મને વચન આપો!"

"હા હા, જી આય લેઓ. આય મારૂં વચન." ભોળા કેકીએ વદન

અજાણપણે તેણીનાં હાથ ઉપર પોતાનો હાથ જોશથી ઠોકી દઇ વચન પણ આપી દીધું.

"જેવ, કેકી ત્યારે હવે સમજે. તે છોકરી હાલમાં તમારી પાસેજ છેજી. બોલો, તમુંને પસંદ છે કેકી?" રતીએ શોકથી લાલ લાલ થઈ આવતાં જણાવ્યું.

"અરે તમે તમે? અરે રતનબઈ તમે એ શું બોલોછ? મારા જેવા એક ગરીબની તમે મશ્કેરી કરોછ?" ગભરાટ અને શરમનાં મારયા કેકીએ જણાવ્યું.

"નહી કેકી, તમારી ઘણીજ મોટી ભુલ છે. હું મારી નેક મનશાનીથી કેહુંછ કેકી, કે હું તમારી મશ્કરી કરતીજ નથી અને આ કાંઈ મશ્કેરી કરવાનો નહી, પણ ઘણોજ ગંભીર સવાલ છે શું હું તમુંને નથી ગમતી કેકી?" હવે રતીએ તેની આગળ વધી તે જવાંનનો હાથ પકડી લેતાં જણાવ્યું.

"અરે તમે બી શું જો રતનબાઇ, એમ ઘેલાં કાહરોછ, ને મને ગરીબને કાંય અમથો બનાવોછ? તમે કાંહ, ને હું કાંહ? તમે આવાં સરસ ને વરી શીખેલા ભણેલાં ને હું કાંહ એક તદન જાનવર જેવો અભણ?" કેકીએ ગળગળતા સાદે અને કાલાવાલા કરતાં માંગી લીધું. તે તો હજુગુ તુલીક રતી તેના ઠઠા મશ્કેરી કરી તેને બનાવેછે એમજ માની બેઠો હતા.

"જેવ કેકી," રતી હવે ઘણીજ ગંભીર થઇ ગઇ હતી.

"જેવ કેકી, જે બી હોય તે, હવે તમારી ખુશી પડે તેમ તમે ધારી શકશો પણ યાદ રાખજો કેકી. કે તમે મને તમારૂં વચન આપેલું છે. અને તમે જાણોછ? કે જે આદમી પોતાનું આપેલું વચન નહી પાળે તે ખુદાને ઘર સુધીનો જવાબદારબી છે ને વળી ગુનેહગારબી છે. બોલો કેકી આપણા પાક ધરમના નામથી બોલો, શું હું તમુંને નથીજ ગમતી?" રતીએ જબરદસ્તીથી જાણે તેની ઉપર ગુસ્સે થતી હોય તેમ તેના તરફથી જાણવા માંગ્યું.

"જી તમે નકામાં મારી ઉપર ગુસ્સે થાઓછ. તમે મને ગમોછ તો ખરાં. ખરેખરાંજ ઘણાંજ ગમોછ. પણ મારા જેવા એક અભણને તમે કબુલ કરવા કેમ તૈયાર થઈ ગયાં?" ઘણીજ અજાયબીથી કેકીએ જણાવ્યું.

"એક મુકીને નહી પણ લાખ વખત મારા કેકી."

"હું તમારી આગળ સદંતર લાચાર છું. પણ તમારા માંયજી મને કબુલ કરશે? તેવણનું કેમ?"

"જેવની કેકી, પરણવાવાળી હું છેઉં. નહી કે મારા માંયજી, તે કામ તમે મને સોંપો, ફક્ત મને તમારી રાજી ખુશીથીજ હા કહો ને આપણે

માશીજ માંયજી આગળ જઈ તેવણુને સમજાવશું." રતીએ હવેજ જરા છુટકારાનો દમ ખેંચ્યો.

"હા રતનબાઈ."

"નહી મને તમારી રતી કરીને બોલાવો જોઉં."

"રતન—અરે રતી બસ હવે તો રાજી થયાંની?"

"જોઉં, મને તમારાં ખરાંજ દીલથી એક કીસ કરોની?" રતીએ પોતાનો ચ્હેરો તેની આગળ કરતાં માંગી લીધું. અને ત્યારે તે જવાને પોતાનાં ખરાંજ જીગરથી રતીના ઠંડા ગાલ ઉપર એક કીસ લઈ લીધી.

"મારા વહાલા કેકી, હવે હું તમુંને એક કીસ કરૂં તેની કાંઈ તમુને હરકત છે?" રતીએ હવે ઘણીજ ઉલટમંદ થતાં પુછ્યું. પણ કેકી તેના જવાબમાં શરમનો માર્યો મુંગો મંતર થઈ નીચી મુંડીએ ઉભોજ રહ્યો. અને ત્યારે પરીણાંમમાં સુંદર રતીએ પોતાનાં કોમળ મગજ ઉપરનો સર્વે કબુ ખેહી દઈ તે ભોળાભાળા જવાંનને પોતાનાં પાંસાંમાં ખુબ જોરમાં દાબી તેનો દમ ગુંગળાઈ જાય ત્યાં તુલીકનો તેનો ચેહરો મીઠી મીઠી કીસીઓથી ભરી નાંખ્યો.

'મારા વહાલા કેકી—મારા જાંન, માહરા ફરેસ્તા, હું આજથી તમારીજ હમેશની તાબેદાર એક ગોલામડી છેઉં. મારા પ્યારા કેકી, આપણે આપણી જીંદગીનાં છેડા તુલીક કદી પણ એક બીજાંથી છુટાં પડસું નહી. હું તમારી બરદાસ્ત લેવશ. હું તમારી હરેક હરેક સુખ સગવડો ઉપર ધ્યાંન આપશ. મારા વાહલા કેકી મારા જીગર, તમે જરાકબી થઈને તમારા દીલમાં કોઈબી રોતના અંદેશો કરતા નાં, આપણે તમારા માયજીને પણ સમજાવશું, તેનીબી તમે ફીકર કરતા નાં. તમે કેહોછ કે તમે શીખ્યા-ભણ્યા વગરનાં એક અભણ છેઓ તો હું તમુને શીખવી કેળવીને આય દુન્યાદારીને બરનાં લાયક કરશ. તમે અભણ છેઓ કરીનેજ તમે મને વધત્તાજ [illegible] પરયાછ એક બારંગી તમારા પેલા બેકદર અને નાપેકાર જોડયા ભાઈ જેવા હતે તો હું તમુને ઝખીને પણ જોતે નહી, એટલુંજ નહી પણ હું તમાંરી જગાએ લેસભાર પણ પરવા કરતે નહ'. પણ મારા વહાલા કેકી, તમારી વાત તો સદનતરજ જુદી છે. હું મારા પાક પરવરદીગારનો હજારો હજાર ઉપકાર માનુંછ કે હું તમારા જેવો એક અસીલમાં અસીલ ભરથાર મેળવવા પાંમીછ. જેના ધનભાગ્ય હોય તેનેજ—મારા જાંન કરતાં વ્હાલા કેકી, તેનેજ તમારા જેવો એક ગુણુવંતો સરતાજ મળે" રતી પોતાનાં કેકીને આ સઘળું ઘણુંજ પ્યારથી કહી સંભળાવતી હતી. અને કેકી પોતાનું સોહામણું સર તેણીના ઉછળતી છાતીમાં છુપાવી દઈ ખામોશ સમજી રહ્યો હતો.

"હુંભી બરૂંજ કહુંછ રતનબઇ—અરે રતી, કે મારા જેવાભી નસીબદાર આય ધર્તી પર થોડાજ હોશે કે જેણે તમારા જેવો એક કીમતીમાં કીમતી ખજાનો નશીબદાર થય. રતી, આપણે આવતી કાલે સહવારે આતશ-બેહરામ પાદશાહ આગળ જઈશું અને આય ખુશનશીબી માટે તે મહાનામી સાહેબનો ઘણો ઘણો ઉપકાર માનશું. મારી સાથે આવશોની રતી ?" ઘણુંજ હરખથી હવે કેકીએ જણાવ્યુ.

"મારા જીગર—જાન; જેવો તમારો હુકમ." રતીએ તેને એક કીસ કરવાં જણાવ્યું.

"ચાલશો મારા કેકી, અપરે માંય આગલ હવે જઇશું, અને તેવણુને આય ખુશ વધાઇ કહી દઇયે"

"હા, ચાલો રતી. પણ તમારા માંય ગુસ્સો તો નહી કરેની ? તેવણ આગળ તમેજ વાત કરજો અં ?"

"અરે નહીરે કેકી વ્હાલા, શું કામ આટલા બધા ગભરાઓછ ? ચાલો આવો મારી સાથે." અને રૂપસુંદરી રતી. કેકીનો હાથ પકડીને જાણે જબરદસ્તીથી ત્યાંથી તેને ખેંચી તાણી ગઈ.



## પ્રકરણ—૨૦ મું.

"માંયજી," ઓરડામાં દાખલ થતાંજ રતીએ આંખનો એક ઇશારો કરતાં પોતાની માંયને સમજાવ્યું. "માંયજી જો આખરે આપણા કેકીને માટે એક છોકરી શોધી કહાડીને મેં બતાવી, અને એવણ કબુલબી થયાછ." રતીએ ત્યારે ઘણીજ હીંમતથી પોતાની માયને બધી વીગતો ઘણુંજ હરખથી સમજાવી અને ત્યારે તેવણે ખુશીમાં આવી જઇ બન્નેના ઓવરણાં લઈ પોતાનાં પેટમાં દાબી આશીરવાદ દીધા.

પણ તેવામાંજ કેકી એશ્ગરનરને પુછતો અને શોધતો કોઇ એક વૃદ્ધ જેવો દેખાતો પારસી તેહેમીનાં ચોકશીને ત્યાં આવી લાગ્યો.

"ઓ ! માહારા બાવાજી, તહમે ?" કેકીએ ખુશીથી એક છલાંગ સાથ ઉભો થઇ તેવણુને તોટે વળગી પડયો. હા, તેવણ એદલજી એશગર-નર યાને કેકીનાં બાવા હતા. અરસપરસ ઓળખાણ પીછાંણ થઇ અને તેહમીનાંએ તેવણુને પોતાનેજ ત્યાં વાતે બેસાડયા.

"અરે દીકરા, આજે તારૂં વરસ હદું કરીને, હું સહવારે તુંને મળ-વાને માટે તારી ગોદી તરફ જઈ આયો, પણ તાહાંથી તો તારાં માંણસોએ ખબર આપી કે તું ઘરમાંજ હોશે; તેથી દીકરા તેઓની પાસે તારૂં રહેવાનું ઠેકાંણું લઈ તુંને મળવા આયોછ," એદલજી એશગરનરે જણાવ્યું.

"તમે આવ્યા તે હમે ઘણાંજ ખુશી થયાં છીએ. કાંઇ ચાહ બાહ પીશો બાઇજી?" તેહમીનાંએ પુછ્યું.

"જી ચાહ તો નહી, પણ મહને જરા પાણી આપશો તો મેહરબાંની થશે. મને ઘણીજ તરસ લાગીછ." તેવણે જણાવ્યું. અને ત્યારે તુરતજ આંખનો એક ઇશારો મળતાંજ રતી પોતાનાં ભવીષ્યનાં સસરા માંટે બરફ—પાણીનું એક ગ્લાસ લઇ આવી.

"બેહન, આ મારો દીકરો એટલો તો ગરીબ અને ડાહ્યો છે કે એની હું તમારી આગળ તારીફ કરૂં તેટલી થોડીજ છે. પણ બીચારો એટલો તો હાડમાર થયોછ કે બોલ્યે વાત નહી. એ તમારાજ બાકુત તરીકે રહેલો છે અને ઘણુંજ સુખમાં છે તે જાંણી હું ઘણોજ ખુશી છેઊં. તમારા લોકોની વાત એને બધી મારી આગળ કીધી અને મને સમજીને ઘણોજ સંતોષ થયલો." એદલજીએ જણાંવ્યું.

"મારાં માંયજી કેમ છે અને કાવસ ભાઈ કેમ છે, બાવાજી?" કેકીએ પોતાનાં ઘરની ખબર અંતર પુછી.

"અરે દીકરા, તું તારા ભાઇની વાત તો કરતોજ નાં. એ તારો ભઇ નહી, પણ એક કસાઈજ છે, વગર ફોકટનો પોતાનાં પાપનો ટોપલો તારા સર પર નાંખી તું તેને બદલે જેલમાં જઇ અવ્યો, અરે ત્યાર બાદ વળી કોઈ છોકરીની ખરાબ છેરતી કરીને મને પાંચસો રૂપ્યાનાં ખારામાં ઉતાર્યો," એદલજીએ આંખ પાંણી કરતાં બળાપો કરી જણાંવ્યુ."

"અરે પણ તે ભાઇજી, એવા એક બદમાશને ઘરમાંથી બહાર કાહાડી કાંય નહી મુકતા?" તેહમીનાંએ છેડાઇ પડતાં જણાંવ્યું.

"અરે માંયજી, પોતાંની મેરેજ તે જાંહાંનમમાં ગીયોછ, કાઇ ફોરજરીનાં વાંક સર પકરાઈ મુંવો ને ત્રણ વરસની જેલની સજા થઈછ, અને એની માંય પણ ઘરનું બધું વેચી સાટી તેની રકમ ગાંઠે બાંધીને પોતાંની બેહનને ઘેરે અમદાવાદ ચાલી ગઈછ, ને વચમાં રવડતો હું થઇ ગીયોછ, શું કરૂં બેહન? નસીબ મારાં" અને એદલજીએ અફસોસ કરતાં ઘણુંજ રડી દીધું અને ત્યાર બાદ બીજી એવાર પેલારની તેઓ સર્વેએ ઘણી ઘણીબી વાતો કીધી, અને ત્યારે આયંદે નક્કી એમ થયું કે કેકી પોતાનાં બાપને પોતાને ત્યાંજ લાવી રાખવા તૈયાર થયો અને તેહમીનાંએ પણ તેને પોતાંની રાજી ખુશીથીજ બહાલી આપી.

"હવે તો બેહન હું એવું ઇચ્છુંછ કે એ પરણીને ઠેકે ઠર પડી જાય, કારણ એ બીચારો એટલો તો ભોળો છે કે કોઇનેબી એને બનાંવી જતાં વાર લાગે નહી" એદલજીએ સમજાવ્યું.

"બાઇજી તેનો બી બંદોબસ્ત કીધો છ, હું વધુને બધું પછી નીરાંતથી સમજાવશ, તમે તેનીબી ફીકર ખાસ્તી કરતાં નાં. પણ બીજું વધુને હું ખાસ એમ કહેવા માંગુંછ કે એવણનાં કાંઈ આસરે વીસએક હજાર રૂપીઆ મારી પાસે જમાં થયલા છે તે મેહરબાંની કરીને એવણનાં નાંમ ઉપર બેન્કમાં મુકી દેશો તો ઘણુંજ સારૂં" તેહમીનાએ સુચવ્યું.

"અરે બેહનજી, હું તમારો જેટલો ઉપકાર માંનું તેટલો થોડોજ કહેવાશે, સારૂં છે કે એ તમારે આસરે છે તો એટલીબી રકમ બચેલી છે. કમણું એ મારે ત્યાં એ હોતે તો એની પાસે એક પાઈ પણ બચેલી રેહને નહી. એની બેવકુફ માયે અને એનાં બદજાત ભાઈએ એને બીચારાને લુટીને ખુહાર કરી નાંખ્યો હોતે." એદલજીએ સંતોષ લેતાં જણવ્યું. પણ જ્યારે તેવણને તેહમીનાં તરફથી પાછળથી જણાંવવામાં આવ્યું કે તેવણની વહુ તો ખુદ રતીજ થનાર હતી ત્યારે તેવણની ખુશાલીનો જાણે પાર રહ્યો નહી. આવી એક સુંદર અને આંખે ઊડીને વળગે તેવી મનમોહક છોકરી પોતાના આ ગરીબ દીકરાને ફાળે આવી તે જાણ્યા બાદ તેવણે બન્ને વહાલાંઓને—કેકી અને રતીને ઘણી ઘણીજ મુબારકબાદી આપી.

અને ત્યાર બાદ તે રાત તેઓએ ઘણી ઘણીજ હસી ખુશીમાંજ ગુજારી, એદલજી એશબરનરની છાતી ઉપરથી એક મસ મોટો ભાર જાંણે હલકો થઈ ગયો હોય તેટલા તેઓ સંતોષ પામેલા જણાઈ આવ્યા પોતાની કલાંટ અને લાલચુ ધણીઆણીને હાથે તેવણ બીચારા બેજાર બેજાર અને હાડમાર થતા હતા તે હવે નેહસ્ત દીવસો વહી ગયા હતા. અને પોતાનાં વહાલા દીકરા કેકી સાથ સુખમાંજ પોતાના દીવસો પસાર કરતા થયા હતા.

તેઓ—રતી અને કેકી, પરણીને સુખીજ થયાં. અને એક શીખેલી ભણેલી અને ઘર શોભી વહુની નેક પનાહ હેઠળ એદલજી એશબરનર પોતાનાં આગલા દુઃખો અને હાય સોસારાનાં દીવસો તમામ વીસરી ગયા હતા. રતી પોતાનાં ખાંઝ જીગરે તેવણની અને પોતાનાં વ્હાલા અને ભોળા કેકીની બરદાસ્ત લેતી હતી કેકીની પેલી કમજાત માંય સુનાબાઇ જાણે મુંબાઈ છોડીને ગઇ તે ગઇજ. તે કોણ જાણે કયા છેડે ખુણે દફે થઇ ગઈ કે તેણીની ધનનશાલ પણ કોઇને માલમ પડી નહી. એટલુંજ નહી પણ કોઇએ તેણીની જુદાઇએ પરવા વટીક કરી નહી. અને કેકીનો પેલો કસરેવજ કમીનો કસાઇ ભાઇ કાવસ, પોતે એક ચોક્કસ "ગુનાહસર જેહલમથી છુટી આવ્યા બાદ કોણ જાણે કયા પાતાલ કુવાના પેટામાં ગરક થઇ ગયો તે આજની ઘડીને હાલનાં દહાડા સુધી તેનો પત્તોજ કોઇને લાગ્યો નહી. સાહેબજી.

[સમાપ્ત]

**બાહેર પડી ચુકેલાં પુસ્તકો:—**

**૧ થી ૧૧ નંબરની વાર્તાની ચોપડી ખલાસ થઇ છે.**

૧૨ ખાવીંદ કે ખજાનો ?
૧૩ બીજવરની બાજી
૧૪ પાડોશીની પુત્રી
૧૫ ગોરી બલા
૧૬ ગરીબીનો ગુનાહ
૧૭ અદેખાઇનો અંધાપો
૧૮ નાર નીરાધાર
૧૯ પર કોમી પ્રેમ
૨૦ પૂર્ણ પતીવ્રતા
૨૧ રૂપની રાણી
૨૨ છીછાછલીનો અંત
૨૩ ચતૂર ચાતુરી
૨૪ કુદરતની કરામત
૨૫ પરણું યા તો મરૂં !
૨૬ પ્રેમ શકતી
૨૭ ડોળતી દયાનત
૨૮ તોખમમાં તશેશરૂ
૨૯ બળવંત બળીદાન
૩૦ દિલાવર દિલબર
૩૧ ફોકતનો ફાંફો !
૩૨ કન્યા કસોટી !
૩૩ તગદીરનું ત્રાજુ
૩૪ કમબખ્તીના પારાવાર !
૩૫ પ્રેમનો પરમાર્થ
૩૬ ખુબસુરતીના ખેલ !
૩૭ ગમ્મતનાં ગાબરાં
૩૮ માયાકુળ મહિલા
૩૯ દયાનત તેવી બરકત
૪૦ વ્હેમની વિપતી,
૪૧ પ્રેમનું પ્રબળ !
૪૨ વફાની પુટલી !
૪૩ ખુને જીગર !
૪૪ 'અનાથ યુવતી'
૪૫ નાઝનીન મહેઝબીન !
૪૬ "કરપીણ કારસો"
૪૭ 'કુળવંત કળી"
૪૮ બુલબુલ કે બળા ?
૪૯ નેકજાદ નરગેસ
૫૦ વિર વનિતા
૫૧ દગાબાજ દુન્યા.
૫૨ નકલી નાઇટ
૫૩ ઠગાઇ કો'ની સગાઇ ?
૫૪ બાપકાબંધ ભરથાર !
૫૫ "ભોળપણનો ભાર"
૫૬ વિવાહ પછીના વિઘન !
૫૭ નાદાનીનો નતીજો.
૫૮ એક તાગડો.
૫૯ "વનમાર્ગી વનિતા."
૬૦ ગરીબીનો ગજબ.
૬૧ પવિત્ર કે પાપી ?
૬૨ વેશવાળ પછીના વાદળ !
૬૩ બે ઇમાન કોણ—મરદ કે ઓરત ?
૬૪ અફસોસનાં આંસુ
૬૫ "પાપી પત્ની'
૬૬ દિલની સાચ્ચી
૬૭ કમાલ કૉમિડી !
૬૮ નિરાળી નિરધન
૬૯ ભલાનું ભલું !
૭૦ ખુદાને દ્વારનું જોડું
૭૧ સમાજીક સંકટ.
૭૨ દિલાવર દુશ્મન
૭૩ પરણ્યા પછીની પંચાત.
૭૪ પુનર્મિલન
૭૫ જાસુસ કે જાદુગર
૭૬ સદગુણી શહેરીયાર
૭૭ 'નવ્વાણું તયન નવી !"
૭૮ બુરાનું બુરૂં
૭૯ તકોબરીની તોજેશ.
૮૦ માયાનો મોહ !
૮૧ "ઓરત કે આફત ?"
૮૨ "જોડભાઇની જંજાળ !"

Printed by Moolchand Kasandas Kapadia at "Jain Vijaya" P. Press
SURAT & published by Ruttonsha F. Acharia
Crawford Market, BOMBAY. 1

નંબર ૮૩ મી આવતી વાર્તા. નામ—

"ચીલ ઝડપ"

આવતી તા. ૧ લીએ બહાર પડશે.